ॐ

तत्सत् हरि.

# 'श्रीमद् भागवत संक्षिप्त'

## महात्म्य सह द्वादश स्कंध

## सचित्र.

कळा १ थी १६.

श्लोकः—

श्रीमद्भागवतं पुराण ममलं यद्वैष्णवानां प्रियं-
यस्मिन्पारमहंस्यमेक ममलं ज्ञानंपरं गीयते ॥
तत्रज्ञानविराग भक्तिसहितं नैष्कर्म्यमा विष्कृतं-
तच्छृण्वन्वि चारणपरो भक्त्या विमुच्येन्नरः ॥ १ ॥

શ્રીમદ્ ભાગવતપુરાણમાં આ નીર્મળ અને ભક્તજનોને પ્યારા પરમહંસોને મળવા અને નીરદોષ પરમ જ્ઞાનસ્વરૂપ પરમાત્માના તત્વનેજ ગાયેલું છે. તેમજ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ-સહિત નિષ્કામ કર્મો કરવાનું સ્પષ્ટ કરી દેખાડેલું છે. તેનુ ભક્તિ ભાવથી શ્રવણ પઠન અને મનન કરવાનું તેમજ મન લગાડીને કરનાર પુરૂષો મુક્તીને પામે છે.

સંશોધક અને પ્રકાશક.
ગણપતરામ લલ્લુરામ દ્વીવેદી,
C/o કાર્યભારી, શ્રી ઉમીઆજી માતાજી સ્વસ્થાન-મુ. ઉંઝા.

મૂલ્ય રૂ. ૨-૦-૦ પોસ્ટેજ અલગ.



સ્વ. શેઠ શંભુપ્રસાદ બ્હેચરદાસ લશ્કરી, અમદાવાદ

Lakshmi Art, Bombay No 8

ૐ.

# અર્પણ પત્રિકા.

---

શ્રીમાન સુજ્ઞ ગુણજ્ઞ-

## શેઠજી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ

લશ્કરી સાહેબ, શ્રી અમદાવાદ.

વિજ્ઞપ્તી કે:—

સનાતન ધર્મના સ્થંભરૂપ શ્રીમદ્‌ભાગવતને કવિશ્રી
ભીમે સંગીતમાં સંક્ષિપ્તથી આલાપેલ, સર્વાંશે
આધ્યાત્મિક અને ભક્તિ જ્ઞાન, વૈરાગ
આદિ ષડાંગ રસોના પ્રભાવમાં પરિપુર્ણ
સદરહુ ગ્રંથ; આપના પુજય પિતાશ્રી
સ્વ. શેઠજી શંભુપ્રસાદ બ્હેચરદાસ
લશ્કરી સાહેબના સ્નેહ સ્મર્ણાર્થે
અર્પણ કરૂંછું; જે સ્વી-
કારવા કૃપા ભાવના
એજ વિજ્ઞાપ્ના
શ્રીરસ્તુ.

લી. આપનો શુભેચ્છક
ગણપતરામ લલ્લુરામ દ્વીવેદી.
C/o. ધી વટો-ખીજડાનોપાડો
વતન-પાટણ.

ૐ

# ઉપોદ્દઘાત.



સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યાંથીજે સનાતન ધર્મના સ્થંભ રૂપ, પરમ વેદ પ્રામાણ્ય, સોળ સંસ્કારો વર્ણ અને આશ્રમવ્યવસ્થા, નિર્માણ થયાં છે. જ્યાં સુધી ચાર સ્થંભો જનસમાજના હૃદયાગારમાં, સત્યતાથી સંપૂર્ણપણે જળહળી રહ્યાં હતાં, ત્યાંસુધી આર્ય પ્રજા સુખના ઉન્નત શિખરે વિરાજતી હતી; કીન્તુ કળિપ્રભાવે મહાન અધર્મ રૂપી દાવાનળમાં, હોમાયાથી; વ્હેમ, ભય, કળહ અને કપટનો સંચાર થયો.

દુસ્તર સંગતથી ધર્મ, દયા, નીતિ, તપ, દાન, શાન્તિ, વિદ્યા, શક્તિ, વીર્ય, અને દ્રવ્ય; ઇત્યાદિની ક્ષીણતા થઈ આત્મબળ ઘટી ગયું શ્રદ્ધા ઉઠી ગઈ, અને ધર્મની અવનતી થઈ.

કુદરતે આંકી મૂકેલા ચાર યુગોમાં, એકજ સાથે ચારે યોગ મળવાનું સાધન; કળિયુગમાં અને તે પણ માનવ જાતીમાં એ સનાતન ધર્મના અનુયાયીઓ માટેજ નિર્માણ થએલું છે.

છતાં પણ દેહ, સત્તા, લક્ષ્મી, આબરૂ, હું. તું, મારૂં, તારૂં એ સર્વ માયાવી આવરણોની ઉપાધીમાં ગોથાં ખાઇ ખેંચતાણમાં પડવું, અને વ્યર્થ જીવન ગુજારવું. આત્માની અધોગતિ કરવી એ કેવળ 'मनुष्य रूपेण मृगाश्चरंति वत्' સમાન સમજી, જગતમાં જનમ્યાની સાફલ્યતા મેળવવા ઇષ્ટ પ્રત્યે સંપૂર્ણ પ્રેમલક્ષણા નવધા–ભક્તિમાં આત્મબળી રહી, સંસારમાં વ્યવહાર અને ફરજો સત્યતા અને સંતોષપૂર્વક બજાવી, આત્માનું પહેલું કલ્યાણ ઇચ્છિવા કર્તવ્યપરાયણ રહેવું.

તે માટે આ મહા કળિકાળમાં ઇષ્ટ આરાધનાનું મુખ્ય એકજ સાધન રૂષિમુનિઓ–શાસ્ત્રો, વેદ અને દેવતાઓ ગાજીને શિખવે છે કેઃ—'कलौकेशव कीर्तनम्' તો આ મહાન પવિત્ર સુત્રને દુષ્કર સમયમાં સાત્વિકતાથી સ્વીકારી અનુસરતાં ધર્મ, અર્થ કામ અને મોક્ષ મેળવી પરમાનંદ પામી શકાય છે.

તેજ કલ્યાણદાતાના કીર્તન પ્રભાવે, ધ્રુવ, પ્રલ્હાદ, તુળસીદાસ સુરદાસ, તુકારામ, મીરાંબાઇ, નરસિંહમહેતા સમા અનેકાનેક ભક્તરાજને ભગવાનનો સાક્ષાત્કાર થયો છે; તો આપણે તે સત્ય ધર્મના પવિત્ર માર્ગો વિચારી આત્માની ઉન્નતિના પ્રયાસ કરવા એજ સાચો ધર્મ અને જીવન ફરજ છે.

સંવત ૧૫૪૧ જમાનામાં થયેલા વિખ્યાત કવિશ્રી ભીમનની કલમથી રચાએલો શ્રીમદ્ સંગીત ભાગવત દ્વાદશસ્કંધ સંક્ષીપ્તનો ગ્રંથ મારા ઘરમાંથી મળી આવ્યો છે. તેનું સંશોધન કરીને જનસમાજ સમક્ષ રજુ કરવાને કૃતાર્થ થયો છું.

કવિએ શ્રીમદ્‌ભાગવત સોળકળામાં વિભાગ પાડી સંગીત આલાપેલ છે તેનું કારણ શ્રીભગવાનના સ્વરૂપને સોળ કળાના સ્વરૂપ સાથે ઘટાવ્યું છે.

भूतै मेंहद्भिर्यइमाः पुरोविभुनिर्मायशेतेयादमूषुपुरुषः ॥
[illegible]क्तेगुणा षोडशोंऽशात्मुकः सो[illegible]ष्ट भगवान् वचांसिमे ॥१॥
(श्रो. भा. स्कं. अ. ४ श्लोक २३ मां)

અર્થ—જે સમર્થ પુરૂષ ભગવાન માહા ભુતોવડે આ અનેક શરીરોને નીર્માણ કરીને તેમને વીષે રહેલા સોળ ગુણોને (પાંચ મહાભુતો અગિયાર ઇંદ્રિયો એમ ગણીને) ભોગવે છે. તે સોળ કળા આ શ્રીમદ્ સંગીત ભાગવત સંક્ષિપ્ત દ્વાદશસ્કંધ સંપૂર્ણ ગ્રંથ જે શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલા પ્રમાણે અનુક્રમવાર દરેક સ્કંધ અધ્યાયોથી ભક્તિરસ માટે સુંદર અને રસીક છે.

સદરહુ ગ્રંથમાં વાંચકવૃંદને કોઈપણ જાતની ન્યૂનાધિકતા દૃષ્ટિગોચર થતી હશે, જેની ક્ષમા યાચું છું; તેમજ સુચના થશે તો, બીજી આવૃત્તિમાં સુધારો કરી કૃતકૃત્ય થયો માનીશ—

આ ગ્રંથના સંશોધન માટે મને જે મહાશયો અને ગ્રહસ્થો તરફથી મદદ મળી છે તે માટે આભારી છું.

લી. સંશોધક અને પ્રકાશક,
ગુજરાત R. M. R. } ગણુપતરામ લલ્લુરામ દ્વીવેદી.
કારભારી શ્રી ઉમીયા માતાજી સ્વસ્થાન
મુ. ઉંઝા.

# પ્રસ્તાવના.

मेनिरे भगवद्रुपं, शास्त्रंभागवतं क्षितौ ॥
[illegible], वैकुंठ [illegible] ॥ १ ॥

ભાગવત્ શાસ્ત્ર પૃથ્વીના વિષે ભગવાનનુજ સ્વરૂપ છે, અને તે સાંભળવાથી અથવા પાઠ કરવાથી તુર્તજ વૈકુંઠની પ્રાપ્તિરૂપ ફળને પણ આપનારૂં છે.

वेदाः श्रीकृष्ण [illegible]क्यानि व्यास सूत्रांणि चैवहि
समाधिभाषा [illegible]सस्य प्रमाणं चतुष्टयम् ॥ २ ॥

વેદ, શ્રીકૃષ્ણના વાક્યો (ગીતાદિક) વ્યાસસૂત્ર (વેદાંતસૂત્ર) એને વ્યાસે સમાધિમાં અનુભવીને નિરૂપેલું એવું ભાગવત આ-ચાર પ્રમાણ છે.

एतस्माद परं कि[illegible]: शुद्धैर्नैविद्यते ॥
[illegible] भवेत्पुण्यं तदा भागवतंलभेत् ॥ ३ ॥

આ શ્રીમદ્ભાગવત્ કરતાં વધારે ઉત્તમ અને મનની શુદ્ધી કરનારૂ બીજું કશું પણ છેજ નહી અને જેને પૂર્વનું પુણ્ય હોય તેનેજ ભાગવતની પ્રાપ્તિ થાય છે.

काल व्याल मुखग्रास निर्नाशहेतवे ॥
श्रीमद्भागवतं शास्त्रं कलौ कीरेण भाषितं ॥ ४ ॥

કાળના નામના સાપના મુખના કોળિયા સમાન મનુષ્યોને તેના થકી થતો ત્રાસ કળિયુગમાં મટાડવાને માટે શુકમુનિયે આ શ્રીમદ્ભાગવત શાસ્ત્ર કહેલું છે.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पाद सेवनम् ॥
अर्चनं वन्दनं दास्यं सख्यमात्म निवेदनम् ॥ ५ ॥

વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન-(એ ભક્તિનાં નવ અંગ).

एवं ब्रह्मादयोदेवा ऋषयश्चतपोधनाः ॥
कीर्तयंति सुरश्रेष्ठं देवं नारायणंविभुम् ॥ ६ ॥ शौनक

એ પ્રકારે બ્રહ્માદિક દેવ તથા તપરૂપિ ધનવાળા ઋષિ સર્વ દેવમાં શ્રેષ્ટ ને સમર્થ એવા નારાયણનુ કીર્તન કરે છે.

नामैवतव गोविंद नामत्वत्तः शताधिकम् ॥
ददात्युच्चारणान्मुक्तिं विनाप्यष्टांगयोगतः ॥ ७ ॥ भृगु ५९

હે ગોવિંદ! તમારા નામ તત્વ થકી એક શતાધિક નામના ઉચ્ચાર કરવા થકી મુક્તિ આપે છે. આઠ યોગ સાધન કર્યો હોય, તોપણ ભગવત કીર્તન થકી મુક્તિ મળે છે.

हरेर्नामैव नामैव नामैव ममजीवनम् ॥
कलौ नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥ ८ ॥

હરીનું જે નામ તે નામ ભગવાનનું નામ તે મારૂં જીવન છે. કળીયુગને વીષે ભગવત કીર્તનવિના સર્વે નાશ વસ્તુ છે. અને ગતિ પણ બીજા પ્રકારે નથી.

गोविंदेति सदास्नानं गोविंदेति सदाजपः ॥
गोविंदेतिसदा ध्यानं सदा गोविंद कीर्तनम् ॥ ९ ॥

ગોવિંદરૂપી સદા સ્નાન છે, ગોવિંદરૂપી સદા જપ છે, અને ગોવિંદરૂપી સદા ધ્યાન છે, તે કારણ માટે ગોવિંદનું અવશ્ય કિર્તન કરવું.

यथाविधानेन पठन्साम गायम विच्युतम् ॥
सावधान स्तद, भ्यासात्परं ब्रह्माधिगच्छति ॥ १० ॥

નિત્ય યથાવિધિ સામગાન કરનાર, સામવેદના અભ્યાસથી સમાધિસ્થ થઈ પરબ્રહ્માને પામે છે.

वीणावादनतत्वज्ञः श्रुति जातिविशारदः ॥
तालज्ञश्चा प्रयासेन मोक्षमार्गं नियच्छति ॥ ११ ॥

વીણા વગાડવાના નીયમો જાણનાર સપ્તસૂરની શ્રુતિ તથા જાતીમાં પ્રવીણ અને તાલ જાણનાર મનુષ્ય વિનાપ્રયાસે મોક્ષ માર્ગ સિદ્ધ કરી શકે છે.

यथोत्तानपदः पुत्रोमुनिना गीतयाऽर्भकः ।
मृत्योः कृत्वैव मूर्ध्न्यंघ्रिमारुरोह हरेः पदं ॥

श्रीमद्भागवत त्र. चतुर्दश अ. श्लोक ५.

જે કથાનું ગાયન નારદમુનીએ ઉતાનપાદ રાજાના બાળક પુત્ર ધ્રુવની આગળ કરવાથી, તે ધ્રુવ મૃત્યુના માથા ઉપર પગ મુકીને ઉપર ઉપર ઠેઠ હરી ભગવાનના પદમાં ગયો છે.



श्री

# चतुश्लोकी भागवत.

—————

## वल्लभाचार्य [illegible]त.

શ્રીમદ્ વૈષ્ણવી સાંપ્રદાય વલભાચાર્યે શ્રીમદ્ ભાગવતના સાર રૂપે આ ચાર શ્લોક કહીને તેને "ચતુશ્લોકી ભાગવત"નું નામ આપેલું છે અને તેમાં ફક્ત શુદ્ધ સર્વવ્યાપક આત્માનુજ સ્વરૂપ સમજાવીને મનુષ્યોએ જન્મીને શું કરવાનું છે. તે બતાવેલું છે.

श्लोक

सर्वदा सर्वभावेन, भजनिय व्रजाधिप ॥
स्वस्यावमेव धर्मोंहि, नान्यकपिकदाचन ॥ १ ॥
एवंसदा सुकर्त्तव्यं, स्वयमेव करिष्यति ॥
प्रभुसर्वे समर्पोंहि, ततोमेनिश्चितो व्रजेत् ॥ २ ॥
यदि श्रीगोकुलाधिशो [illegible]दि ॥
ततः किमपर[illegible] हि, ल[illegible] वदि[illegible] ॥ ३ ॥
अतः सर्वात्मनास्वस्य, गोकुलेश्वर पादयोः ॥
स्मरणं भजनंचापि, नीत्याज्यं इतिमेमतिः ॥ ४ ॥

અર્થ—સર્વ ભાવવડે કરીને એટલે સ્ત્રીપુત્રાદિક, ધનાદિક અને બીજું પણ જે વાહાલામાં વહાલું હોય; તે સર્વના ઉપર રહેતી પ્રીતિના જેવીજ પ્રીતિ રાખીને; અને સર્વ પ્રાણીપદાર્થાદિક દૃષ્યમાન થયેલા એ પોતેજ છે, એમ જાણીને; તેવી ભાવનાથી, સર્વકાળ ભજવાને યોગ્ય વ્રજના અધિપતિ કૃષ્ણભગવાનજ છે. એ પ્રકારનોજ નિશ્ચિત કરેલો ધર્મ છે. બીજો નથી ॥ ૧ ॥ તેમજ સર્વકાળને માટે સારૂ કર્તવ્ય પણ એજ છે. તે એ પોતાનું મનાતું સઘળાં સતકર્મો પોતાનું માનવાની બુદ્ધિ તજીને

એ પ્રભુને અર્પણ કરી પોતાએ નીશ્ચયપૂર્વક અળગા રહેવું. ॥૨॥ વળી શ્રી ગોકુળના અધિપતિ કૃષ્ણભગવાન સર્વ પ્રાણીપદાર્થાદિકના અંતરને વિષે આત્મ સ્વરૂપથી ધી રૂપે (મુખ્ય તત્વરૂપે) રહેલા છે. તે કૃષ્ણભગવાનને લોકીક અર્થના માટે અગર વૈદીક અર્થના માટે પણ બીજા સર્વને તજીને કેમ ભજવા ન જોઇએ ॥૩॥ એટલા માટે સર્વ કાંઈ (પદાર્થાદિક સર્વ)ને વીષે આત્મ-સ્વરૂપથી વસનારાએ ગોકુળ ઇશ્વરના ચરણકમળનું સ્મરણ અને ભજનઆદિક કદી પણ તજવાને યોગ્ય નથીજ એમ શ્રીવલ્લભાચાર્યે કહ્યું છે.



## प्रणवरूप ओंकारस्वरूप दर्शन



ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।

यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

Lakshmi Art Bombay No 8

ॐ

तत्सतपरमात्मने नमः

श्रीगण[illegible]ाय नमः

# श्रीम[illegible] संगति भागव[illegible]

# सं[illegible]त.

---

**श्लोक.**

वेदव्यास ( पुत्र विरहथी व्याकुल )

यं प्रव्रजं तमनु पेतम पेत कृत्यं द्वैपायनो विरह कातर आ[illegible]हाव ।

पुत्रेति त[illegible]यतया तरवोऽभिने दुस्तं सर्व भूत हृदयं मुनि मानतो[illegible]॥१॥

**सूत मत्ये शौनक उवाच.**

नैमिषे सूत मासीनमभिवाद्य महामतिं ॥

कथामृत रसास्वाद कुशलः शौनकोऽब्रवीत् ॥ २ ॥

**મહાત્મ્ય.**

શ્રી ગણેશ ગુરૂ શારદા વેદ વિષ્ણુ વળી દેવ;

સ્મરણ નમન શુભ સ્નેહ શું શ્રીકૃષ્ણાય વાસુદેવ.

**મંગળાચરણ.**

કર્મ મુક્તિ ભણી શુક મુનિ, એકાન્ત વિષે પલટાય;

પુત્ર વિરહ થકી વ્યાસજી, જગને પૂછે જાય.

જડ ચેતન સૌ શુકમયી, ધરતીમાં દેખાય;

પ્રભુ પ્રેમે દેવને, મન વાંછીત ફળ થાય.

સૂતને સ્નેહથી નમન, શૌનક પ્રશ્નો વિચાર;

સંહિતા આરંભ કરી, શુભ અમૃત સંચાર.

ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વળી, વિવેકનો શું સાર;
વૈષ્ણવ સાધુ ભક્તને, સહુ માયા મોહ અસાર.

લાવણી. રાગ જંગલો ઝંઝોટી ધરો કંઈ હિત શિખામણ.

ભણો મન ગુરૂ કૃપાઓ અપાર, સાર જગમાંના વિના લગાર;
કળિ વિષે [illegible] વિચાર, વિચિત્રનો કૃષ્ણથી [illegible] ઉદ્ધાર.

સુત—

ભવસાગરની ભીડયો [illegible] હરિ, કૃષ્ણ ભક્તિથી જાગે;
સરવે સિદ્ધિ મહી શ્રેષ્ટ વિષ્ણુશ્રી, શુકમુનિ ભાગવતે ભાખે.
કથા ફળ સાટે અમૃત મળે તો દેવો. શુક શ્રી યાચે;
કૌસ્તુભ ત્યાગી કાચ ચહુંના ભાગવતી વૈષ્ણવ રાચે.
ગયા જ્યાં મોક્ષ પરીક્ષિત રાજ બ્રહ્માએ તોળ્યાં સત્યે સાજ;
અંકાયાં શ્રેષ્ટ ભાગવતી શાસ્ત્ર વિચારો એ મુક્તિની પાજ.
બ્રહ્મા સનકાદિકથી નારદ કથા શ્રવણો વિધ પામ્યા;
વિપરીત વર્તન તીર્થે જગ શું ધર્મી આચારો વિરામ્યા.
ઉદાસીન કળિ કરમેથી અપાર મિત્ર શું અધર્મના અવતાર;
કર્યાં તપ સત્ય દયાને અસાર વિપ્રો વેચે વેદ વિચાર.

નારદ—

યમુનાં ઘાટે પહોચી નીરખું, નવલાં કૌતુકો કળિનાં;
જ્ઞાન વૈરાગ્ય સંતતિ નિર્બળ બે કુટુમ્બી જીવો ભક્તિનાં.
પાખંડે પ્રેર્યાં નિચ વિચાર પુત્રને કળિની તાતી ધાર;
સપુત પુત્રોને જરા વિકાર માતને શું યુવાનો બહાર.
પરીક્ષિતથી પકડાયો કળિ અસાર માંહે કંઈ સાર;
શોચતાં માનવ સુખ કાજે વહેતો મૂકયો નિરધાર.
લોભથી કામ ક્રોધ વ્યાપાર ધર્મને અધર્મી થી હાર;
નૂર વૈષ્ણવનાં નવ લગાર ભૂને મિથ્યા પાપી જાર.

રાગ. વેરાવળ. દીપચંદી.

કૃષ્ણ કૃપા જે પર જગે વેદ, ભાગવત ભાખે,

સત્ ત્રેતા દ્વાપર યુગે જે મુક્તિ જ્ઞાન વિસારી.—કૃષ્ણ.
પાખંડેથી લક્ષ ચિત્તીઆ ભક્તિ મુક્તો આલે,
કળિ વિષે ભક્તિ ગાનથી ગોપીકા મૂને ચાજે.—કૃષ્ણ.
દુર્વાસા દ્રોહી બન્યા ભવ તર્યો યત્ન અથાગે,
ગીતા શ્રી તણા પાઠો થકી મંદ જગવ્યા જાગે.—કૃષ્ણ.
કળિ વિષે ગુણ ગોવિંદથી મુક્તિ ફળ ઘણાં આપે,
લક્ષ ચોરાશી ચક્રમાં પાપીઆ જન્મવા નાખે.—કૃષ્ણ.

આકાશવાણી—

દુહો.

સંતસમાગમ શોધીને ધારો કર્મ આચાર,
ભક્તિ જ્ઞાન વૈરાગ્યથી ત્યાં ટળશે સહુ વિકાર;
જગત અનુગ્રહ કારણે મુનિશ્રી આહરિ કેદાર,
સનતકુમારો શિખ દે ભણે કળિ મુક્તિનો દ્વાર.

સનંતકુંમાર—

રાગ. પ્રભાતી ઝપતાલ.

દ્રવ્યે યજ્ઞો કરો યોગ તપ આદરો સરવે યજ્ઞો ખરૂં કર્મ કહે છે;
કર્મને જ્ઞાન યોગ ગાય શુક શાસ્ત્રમાં શબ્દ આલાપમાં અર્થ એ છે.
વેદને ઉપનિષદ સાર રૂપ ભાગવત મોક્ષદા વિષ્ણુ યોગી કહે છે;
જ્ઞાન વૈરાગ્ય વળી ભક્તિ મયી ભાગવત ઝાડરસ એ સમાં ફળ રહે છે.
ચાર શ્લોકી કથા શોક દુઃખ ટાળવા વ્યાસજી મોહનો નાશ કીધો;
ધન્યવાદરાયણ મુનિશ્રી મહા ઙસદ્ધિને સંશય કોઈ રૂષિઆણું કીધો.

श्रीमद् चतुःश्लोकी भागवत्.

श्री भगवा[illegible]वाच:—

अहमेवा समेवाऽग्रेनान्यद्यत्सदसत्परम् ॥
पश्चा[illegible]दहं यदेतच्च योऽव[illegible]शिष्येत सोऽस्म्यहम् ॥ १ ॥
ऋते[illegible]ऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ॥
त[illegible]द्विद्यादात्मनो मायां यथा भासो यथा[illegible] ॥ २ ॥
यथा महान्ति भूतानि भूते[illegible]च्चावचेष्वनु ॥

प्रवि॰ानि प्रवि॰ानि तथा तेषु न तेष्वहं ॥ ३ ॥
तावदेव जि॰ास्यं तत्व जिज्ञा॰ना॰ऽऽत्मनः ॥
अन्वय व्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥ ४ ॥

सप्त श्लोकी. श्री भगवानुवाच.

ज्ञानं परमं गुह्यं, यद्वि ज्ञान सम॰तम् ॥
सरहस्य तद् गंच, गृहाण गदितं मया ॥ १ ॥
या वानहं यथा भावो, यद्रुप गुण कर्मकः ॥
तथैव तत्व विज्ञान, मस्तुते मदनु ग्रहात् ॥ २ ॥
अह मेवा समेवाऽग्रे नान्य द्यत्सद् त्परंम् ॥
पश्चादहं य॰तच्चयोऽव शिष्येत सोऽस्म्यहम् ॥ ३ ॥
ऋतेऽर्थं य॰॰॰॰तन प्रतीयेत चात्मनि ॥
तद्विद्यादात्मनो मायां यथा भासो यथा तमः ॥ ४ ॥
यथा महांति भूतानि भूतेषू च्चावचेष्वनु ॥
प्रविष्टा नन्य प्रविष्टानि तथानेषु नते ष्वहं ॥ ५ ॥
एता वदेव जिज्ञास्यं तत्व जिज्ञा सुनाऽऽत्मनः ॥
अन्वय व्यतिरे काभ्यां यत्स्या त्सर्वत्र सर्वदा ॥ ६ ॥
एतन्मतं समातिष्ट परमेण समाधिना ॥
भवान् कल्प विकल्पेषु नवि॰ह्यतिकार्हि चित् ॥ ७ ॥

નારદ—

રાગ કાફી દીપચંદી.

નારદ નિશ્ચય સાર જગતમાં સ્થાપન કરવા,
ભક્તિજ્ઞાન વૈરાગ્ય મહિમા યજ્ઞ આચરવા.—નારદ.
ગંગાદ્વારે આનંદ ત્રટજે ઋષિગણ કીન્નર સ્થાન,
રમણીય વૈરી વેર વિસારે ભાગવત ભક્તિ માન;
પુત્રો કથા પ્રતાપે સુણતાં થશે યુવાન,
સ્થાને ચાલ્યા સર્વે પ્રસન્ન હવા ભગવાન.—નારદ.
ભૃગુ કુલોમા ગૌતમ જન્હુ વળી દેવળ મહાશય,

વેદ વેદાન્ત મંત્રો ઘણા તંત્રો જે સત્તરે પુરાણ;
છ શાસ્ત્રો ને સરિતા સરવર ચેતન પ્રાણ,
દિશા દંડક ને સૂર્યો વૈષ્ણવી જે પ્રમાણ.—નારદ.
મંડપ મહીં શી શોભા મનોહર સર્વે બની સુખકાર,
ભક્તિ પ્રતાપે જાગી ઝંખના જય નમઃ ઓંકાર;
નાદ શંખોના ભેરી વૃષ્ટિ કલ્પ પુષ્પ અપાર,
પુણ્યે મુક્તિ પામે જ્ઞાન વૈરાગ્ય વ્યાપાર.—નારદ.

રાગ મલ્લાર દીપચંદી.

ભાગવતી મહિમા ફળ સાર—મુક્તિ હથેળીમાં રમનાર,—ભા૦ ટેક.
શુક સંવાદના સુંધ છે બાર શ્લોકો સર્વ અરાઢ હજાર;
યજ્ઞો તીર્થો શાસ્ત્ર પુરાણ ભાગવતના નવ પાઠ પ્રમાણ,
હરિ કથા જ્યાં તુલસી ગૌ માન કૃષ્ણ વિભુના પ્યારા જાણ.
અવળા નરથી માતને હાણ સૃષ્ટિ વિષે એ જીવન લ્હાણ.

રાગ. સુણો અર્જુન ગીતાસાર આશા છાયા ઝપતાલ.

સપ્તાહ ફળનો મહિમાય આનંદ વૈષ્ણવોને થાય,
સાતે દિન શુદ્ધિ શરીર થકી સાચવી જોવાય.
સપ્તાહ દીક્ષા ભકતને સહુ યજ્ઞ તપ ફળ થાય,—સપ્તાહ.
પુરાણ પ્રેમી જીવને પરબ્રહ્મશ્રી પરખાય.
જાતાં સ્વધામે કૃષ્ણ વળી ઉધ્ધવ વિનવે પાય,—સપ્તાહ.
પુરાણમાં પ્રેમે પ્રવેશે જ્યોતિ ના મહિમાય.
ભાગવતી સપ્તાહ ગાજે શ્રી કૃષ્ણ વિષ્ણુ મનાય,—સપ્તાહ.
ગાજતાં શ્રદ્ધા શ્રવણ ભકિત ભલી ઉભરાય.
કૃષ્ણ ગોવિંદ હરે મુરારી નાથ નામ જપાય,—સપ્તાહ.
સ્નેહિ કીર્તન તેજ ભાગવત ધર્મ શું મળી જાય,
હરિ કથા ગાજે યદા ભગવાન સુણવા ચ્હાય—સપ્તાહ.

નારદ.—

દુહો.

શ્રીવિષ્ણુવાસ ભાગવત વિષે જળ સ્થળ સ્થંભ્યાં જ્યાં,
ચિત્ત-શુદ્ધિ કલિ રાજ થકી હું કથા શ્રવણ ભાખું ત્યાં;

દુરાચારી ક્રોધી કુટીલ ધર્મ ધન હણનાર,
પંચ પાત્ર મય પોઠીયા શ્રવણ થકી ઉદ્ધાર.

## સનતકુમાર.

### રાગ-પ્રભાત, બીભાસ છાયા ઝપતાલ.

તુંગભદ્રા ત્રટે નગર નામે ધરે ધર્મને કર્મમાં વૈષ્ણવી જે,
ધુંધલી સ્ત્રી સમી બ્રહ્મના ઘેર જે શૂરવળી વાંઝણી જાતની તે;
દગ્ધ સંસાર થકી દાઝતો બ્રહ્મજે બાળની આશ શું વન પળ્યો તે,
ભાગ્ય જાણી યતિ પૂછે કંઈ બ્રહ્મને સંતતિ ભાગ્ય વિણ થાએ તોએ.
ભાગ્ય ભંડોળમાં વાંઝીયા લેખશું ગાયને વૃક્ષ પણ ભાગ્ય શું છે,
ફળ કોઈ પામું જો ઘર વિશે ગુણથી શુષ્ક નિર્દોષ બની તે રહેછે;
સગરને અંગરાજા બહુ દોષશું શાન્તીના શિખરે મોક્ષમાં છે,
સાત જન્મે નહીં બાળ તું ભાગ્યમાં જોરના સારમાં ફળ ચહે છે.
દુઃખની દાઝથી યોગીએ ફળ દીધું ફળ સમ પુત્ર તું ઘેર ધરશે,
પ્રસવની પીડની બીકની હિકમાં ગાય ઉંદરે જવા ભૂલ કરશે.
બેનના ગર્ભનું બાળ લીધું તહાં પ્રસવ વિષે ગૌતણો પુત્ર ભાળે
કામિની કૃત્યનાં પાપ ઢાંકયાં રહ્યાં સમયને માનવો રેંટ ન્યાળે;
પુત્ર ગૌકર્ણ જે ધર્મરૂપ ગૌતણો ધુંધુકારી ઘણો દુષ્ટ દ્રોહી,
દંભીને નીચ બહુ ચોર ચાંડાળ જીવ ધર્મકે અર્થનાં નામ કોઈ.
દુષ્ટના ત્રાસમાં દાઝીઓ બ્રહ્મ વળી અન્ય પુત્રે રૂડું જ્ઞાન દીધું,
હાડને માંસ થકી લોહીને ચામવળી પિંડપર ગર્વનું ધ્યાન કીધું;
પુત્રના ત્રાસથી વન પિતા પરવર્યા માત જળ ઘાતથી મર્ણ તોળ્યું,
અધર્મના ભારથી પિતરના શાપથી પાતકી જીવનનું મરણ ખોળ્યું.
મર્ણ પામી તદા પ્રેત પકટ્યો તદા પાપના પુંજપર શ્રાદ્ધ સાર્યું,
પતિત ઉદ્ધારવા માર્ગ તે એકના સૂર્યને યાચવા સર્વે ધાર્યું;
પ્રેતની મુકિતનો માર્ગ સૂર્યે કહ્યો શ્રીમદ ભાગવત શ્રવણ સાચું,
ધારી સહુ ધ્યાનથી શ્રવણ મનશું અહી પ્રેતને સ્થાન એકાન્ત રાચ્યું.
સપ્તાહ સાતદીન ભકિત શ્રદ્ધા બહુ વાંસની ગાંઠ સૌ સાતફાટી,
પાપમુકિત કરી પરમયે મોક્ષમાં ભકિતથકી મુકિતતણી ઓઢીઆટી;

દેહ અધ્રુવ જે રોગના ગંધનાં શોકને દુઃખમય સ્થાન ભારી,
જડસમા વાંસની ગ્રાંઠકો જ્ઞાનથી માનવી હૃદય ગ્રંથી અકારી.

દુહો.

૧ કુપાત્રતાનાં જપતપો શાસ્ત્ર સંદેહ ભક્તિમંત્ર,
૨ દાનફળને શ્રદ્ધા વચન એકાગ્ર સપ્તાહ તંત્ર;
૩ પંચ જન્યનાદો, ચદા બહુ વિમાન સહ ભગવાન,
૪ સર્વ સભા જડજીવન જન ગોલોક ગયું નિધાન.
૫ ગર્ભવાસ પામ્યા કહી ગોકર્ણ કથામૃત સાર,
૬ શ્રાધ્ધે શ્રવણો શ્રેષ્ટ ભણીશ પિત્રી ત્રપ્ત થનાર.

રાગ. કાફી દીપચંદી.

સપ્તાહ શ્રવણ વિધિરે—વૈષ્ણવ વ્હાલા,
મંત્રો સકળ દેશીરે—સાજન લાલા—સપ્તાહ
ઘર વન તીર્થ જોઈ મંડપ સજોને સોહી
આચાર્ય હો શ્રેષ્ટ કોઇ સૂર્યોદયે નિત્ય જોઈ,
પૂજા ધૂપ દીપ સાધોરે—વૈશ્ણવ—સપ્તાહ
શ્રીભાગવત કૃષ્ણ પ્રત્યક્ષ શ્રીફળ ફળ અદૃષ્ટ,
પંચ બ્રહ્મ સાક્ષીભૂત મંત્રના બાર અક્ષર;
ફળાહારી શ્રેષ્ટ લાભોરે—વૈષ્ણવ—સપ્તાહ
કામ ક્રોધમદ કલેશ દંભ લોભ ત્યાગ દ્વેષ;
મૌન દયા સત્ય શુચિ બ્રહ્મ ગાય સેવા શેષ,
દરિદ્રી અભાગી રોગીરે—શ્રવણ વ્હાલાં—સપ્તાહ

દુહો.

૧ કર્મ શાન્તી અર્થે હવન ગીતા પાઠ નિરધાર,
૨ બ્રહ્મ ભોજ્ય કંઈ દાનના શ્રોતા ચહો વિચાર,
૩ ધર્મ અર્થને મોક્ષદા બહુ ત્રિવિધ તાપ શમનાર.
૪ જ્યોતિથી જગ ઉપજે એ ચોવીસે અવતાર,
૫ પ્રલ્હાદ બળિ ઉધ્ધવ વળી અર્જુન શ્રીભગવાન,
૬ દેવવિરંચી સર્વ જગત નાચે ભકિત સ્વમાન.

૭ ભક્તિકૃતિ સપ્તાહી શ્રવણધન ત્યાં ભક્તો ભગવાન
૮ ધર્મ ઉધ્ધારક ધ્યાનથી મોંઘાં મળે વિમાન.

૧ સ્વધામ શ્રીકૃષ્ણ ગયા પછી ત્રીસવર્ષ શુકદેવ,
૨ પરીક્ષિત મોક્ષ ગયા પછી બસો વર્ષ તતખેવ;
૩ કળિરાજના રાજમાં સનકાદિક ભણે થાય,
૪ વૈષ્ણવ ભક્તોને સદાકાળ બીક વહી જાય.
૫ અસાર જગ સંસારમાં હો સાર રૂપ કૃષ્ણસાર,
૬ ભગવદ્ ભક્તિ ભજનમાં એ સપ્તાહ શ્રવણ વિચાર

एतांयानियततय श्रुतिभक्त्वाय नैनां कथयतिशुद्ध वैष्णवाग्रे ॥
तासम्यग्वि करणा त्फलंलभेतेयाथा [illegible] भुवने किमंप्य
साध्यं ॥ १ ॥

[illegible] श्लोक १०२ त्था १०३ नो उतारो
इतिचपरमं [illegible] सर्वसि [illegible] तासद्धं सपदिनिगदितंते शास्त्रपुंजं विलोक्य॥
जगति शुक कथा तो निर्मलंनास्ति किंचित्पिवपर सुषहेतो द्वादश
स्कंधसारं ॥ १ ॥

ઇત્તિ શ્રી મહાતમ્ય શુભમભવતુ.

કલ્યાણમ.



सूत पुराणिक-शौनक ऋषि



शौनक उवाच

निर्गते नारदे सूत भगवान्बादरायणः ॥
श्रुतवांस्तदभिप्रेतं ततः किमकरोद्विभुः ॥ १ ॥

Lakshmi Art, Bombay, No. 8



श्री अपरमात्मने नमः

# श्रीमद् संगीत भागवत

## सटीक.

---

## प्रथम स्कंध.

### कळा १.

#### गायत्री स्तुति.

श्लोक.

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः

१ स्वराट् तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥

तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा धाम्ना

स्वेन सदा निरस्त कुहकं सत्यंपरं धीमहि ॥ १ ॥

धर्मः प्रोज्झित कैतवोऽत्र परमो निर्मत्सराणां सतां वेद्यं वास्तव

॥ मत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् श्रीमद्भागवते महामुनि

कृते किंवा परैरीश्वरः सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रुषुभिस्त-

त्क्षणात् ॥ २ ॥

ઉત્પત્તિ સ્થિતિ લયે યહ્વા વ્યાપે સ્વમેવ પ્રકાશ,
બ્રહ્મા હૃદયમાં પ્રેરતા મોહ્ ગુણે ગણ આશ;
ત્રિગુણાત્મિકી પૃથ્વી થકી સ્થાવર જંગમ જૂઠ,
સ્નેહથી વંશ, ભકિત, ક્રિયા પરમતત્વો અખુટ.

## ચોપાઇ.

શ્રીમદ્ ભાગવત વિષ્ણુ પ્રમાણું, મુનિ સંક્ષેપથી શ્રવણુ સુજાણુ;
સૂત શૌનક વદે કો વાદ, મોક્ષદાતા ભજો ભકિતનાદ.
વ્યાસ વિસ્તારે શુકને સાર, નારદ વૈકુન્ઠથી આભાર
વદતા શુકશૌનકે વિચાર, શુક જી ચંચુમાં અમૃતસાર
નૈમિષારણ્યે યજ્ઞ મોઝાર, પરંપરા જગતે વહેવાર.
શ્રેયસાધન શાસ્ત્રથી માન, ભણે સાર ભૂતવાત ધ્યાન.
દેવકી ગર્ભથી કૃષ્ણ શું અર્થ, જગમાં કળતા વિરલા સ્વાર્થ
વિધિ અંકો ભણે આંકયા જેહ, મેટ કરે કો જ્ઞાની તેહ.

## દુહો.

સોળ કળા સિદ્ધિ પુરુષ આરંભે જગદ્વાર,
નારાયણ જળ યોગ થકી નાભિ વિષે બ્રહ્માય;
અહંકાર મહતત્વને પાંચ તન્માત્રા સાર,
લોક અંગ સહસ્ર સત્વ શ્રીનારાયણ કહેવાય.
પ્રલયે અવતારો જગત બીજથી લય ભણાય,
આદિ નારાયણ અંશ થકી સનકાદિક સરજાય;
શ્રીકૃષ્ણ મહિમા સુત કહે ભવતારણ ઉપાય;
ત્રિગુણો માયાવી વ્યુહ તત્વાત્મ જ્ઞાન જોવાય.

## ચોપાઈ

શાસ્ત્રો સકળનીતિ તપો કામ, | પુરૂષ ઉપાસે ધર્મનાં ધ્યાન;
લીલા વિધવિધ કૃષ્ણ અવતાર, | પાંચજે પ્રશ્નો કીધા સાર.
સુતજી હૃદય હરખ નમાય, | ધર્મ નિરૂપણે શાન્ત ના થાય;
સિદ્ધિથી સાધુ વાણી ઉચ્ચાર, | પરિક્રમણા શૌનક સુખકાર
શાસ્ત્રો સહુ નિર્દ્ધારીત અર્થ, | શ્રીવિષ્ણુ સત્ય પ્રપંચી અનર્થ.
પરમ પુરૂષે ન અધર્મન ભોગ, | ભજે અધોક્ષ ભક્તને ન રોગ,
વિષ્ણુ ઉપાસના બેઉ પ્રકાર, | નિરાકારી શમન સાકાર,
ભક્તિ યોગે વાસુદેવ ધ્યાન, | મન વૈરાગ્ય ત્વરાથી જ્ઞાન;
પરમ તીર્થ શાસ્ત્રના સંવાદ, | સાધુ પુરૂષ સત્ય પૂજન નાદ.
ભોગવી ભોગ સુખ દિન રાત્ર, | ગુણો ગણુવા ઉલ્લાસ સમાત્ર,
મોક્ષ દાતા સ્વર્ગશું નવદ્વાર, | ભક્ત યોગી ભણે ભાવપાર;
શુભ અવતારે વિભુ જુગદીશ, | ભણુવા સત્ય કીધા ચોવીસ,
વિષ્ણુ સ્મરણુ ધન લીલા શ્રેષ્ટ, | ચિત્ત અંશે વિત કળા ગણુ ઈષ્ટ;

---

૧ શ્રીબ્રહ્મા ભણો સનતકુમાર, | પૃથ્વી રસા શું વારાહ વાર,
૨ મનુ હયગ્રીવ નારદ નિષ્કામ | નર નારાયણુ તપ ધન કામ;
૩ જાણુતા યજ્ઞ કપિલ શ્રીસાંખ્ય | ભણુતા આંસુરી નીતિ શાસ્ત્ર;
૪ યજ્ઞ આકૂતિ રૂચિ વળી નામ | હરિલંગધાનથી રક્ષણુ કામ,
૫ બાળ અત્રિના દત્તાત્રય જેહ | પ્રેલ્હાદ સત્ય સંબોધે સ્નેહ.
૬ ઋષભ નાભિ મેરૂ શું અવતાર | પાળવા પરમહંસ આચાર,
૭ મુનિમંડળ માનથી પૃથુરાજ | ઔષધિ દોવા ધરા શું કાજ;
૮ નાવે પૃથ્વી વૈવસ્વત સાથ | મત્સ્યે વળી જળ પ્રલય ઉપાય,

૯ કુર્મ ધારે મંદરાચળ વાર | દેવ વલોવતા જળ અપાર.

૧૦ ધનવંતરી મોહિની દ્વિનામ | અમૃત લાલચી દૈવી કામ,

૧૧ નરસિંહ નારાયણ જગનાથ | ભક્ત બાળકને દેતા સાથ;

૧૨ વામન ભિક્ષા ત્રિપાદશું દાન | બળિ પાતાળમાં વિષ્ણું ધ્યાન,

૧૩ પરશુરામ મહા તપે ધીર | નિઃક્ષત્રીઆ ધરા ના વીર,

૧૪ પારાશર શું સત્યવતી નાર | વેદ વ્યાસ પુત્ર અતિથી સાર;

૧૫ કળિ જીવ કુડી બુદ્ધિ આચાર | વેદ વૃક્ષની શાખ ઉચ્ચાર,

૧૬ સૂર્યશ્રીરામ ચંદ્ર અવતાર | જળ નિગ્રહ થકી દેવો વ્હાર;

૧૭ ભણ્યો શ્રીરામ કૃષ્ણ ભગવાન | ભાર વિદાર્યો ભવનાં માન.

૧૮ મોહ પમાડે જગ શુદ્ધ વેશ | બુદ્ધ અજનસુત ગયાજી દેશ,

૧૯ કળિયુગ અંતમાં રાજા ચોર | કલ્કિ પાપી વિદારતા ઘોર;

૨૦ યદ્યપિ ચોવીસ શુભ પરિધાન | હરિ શ્રી કૃષ્ણ શ્યામ ભગવાન,

૨૧ શૌનકે પૂછ્યા પ્રશ્નો એહ | સાચા ઉત્તર દીધા તેહ.

કળા ૧ સંપૂર્ણ.

---

## कळा—२.

### દુહો

હવે એક ઉત્તમ કહીશ કથા સંબંધી સુરંગ,

અર્થ ત્રિજા અધ્યાય માનું નારદ વ્યાસ પ્રસંગ.

### ચોપાઇ

સકળ શાસ્ત્રમાં ભારત સાર | પુરાણે ઉત્તમ પર્વ અઢાર,

વિવેકી બોધી તત્વાચાર | ભણીઆ રૂડા પાંચ વિચાર;

વદતા વેદ વ્યાસ દિન રાત | મળતાં નારદ પૂછી વાત,

સવા લક્ષ ભારત વળી કીધું | તો ના શાન્ત સુધારસ પીધું.
નારદ ભણુતા રકત છે લોક | કામ અર્થ ને આશક્ત શોક,
દારૂણુ વિષયે પ્રેર્યાં જેહ | શાસ્ત્ર સાંકળે ભણુવા તેહ;
વચન વાંચ્યાં તે વિચિત્રવાદ | શ્રી કૃષ્ણુ વિના અપવિત્ર સંવાદ,
અનેક કાવ્ય અલંકૃતી વાણુ, | નિશ્ચિંતે છાયા સત્યથી જાણુ;
માન સરોવર હંસલા જેહ, | વાયસ તીર્થે નિર્મતા તેહ.
જે નૈષ્કર્મ્ય વર્જીત ભગવાન, | સોહે તીહાં નીરંજન જ્ઞાન;
સ્વધર્મ તજી ભજી ગોવિંદ નામ, | ભકત પામે પરમાનંદ ધામ.
સેવ હરિ મૂક મત્સર કામ, | આત્મવિષય કહું આશ્ચર્ય નામ;
વાગ વિસર્ગે ગુણી મોરાર, | યદ્યપિ અબુદ્ધ તું હેતના સાર.
અનંત અંકિતગુણુ યશ સુખશાત, | સત્યે સંતો ભણુ શો સાક્ષાત;
સાંભળો એક શ્રવણુ શુભ નામ, | બોલીશ મોક્ષ સંબંધ શું કામ.
પરમ હંસ શું મળે વલ્લભ જેહ | ભકિત વૈરાગ્ય અનુક્રમે તેહ;
કૃષ્ણુ ગોવિંદ ગુણુ ગાઇ સંકેત, | ભવ બંધન એ વિનાશ સમેત.
વર્ણુન દેવ શ્રી વિષ્ણુ એકાન્ત, | પામીશ શિક્ષા હૃદયે શાન્ત;
સાંભળો એક નવલ દૃષ્ટાંત, | મુજ જીવને તારકે વૃત્તાંત.
નિરમળ આખ્યાને અદભૂત, | બ્રાહ્મણુ ઘર રહ્યો દાસી પુત્ર;
બ્રાહ્મણુ સેવા સંત સ્વિકારૂં, | વેદ વચન મન માંહે ધારૂં.
પ્રસન્ન હૃદય રૂષિ મુજને અત્ર, | ગીતા દ્વાદશ અક્ષરે શાસ્ત્ર;
અતુલીત પરમ પુરૂષ સુસાહ્ય, | વિષ્ણુ કથાના અખુટ મહિમાય.
ભાવ ભકિત સંતોષ્યા મોરાર, | પદ નારદનાં સ્નેહે ધાર;
શુદ્ધિ હૃદયથી સાધો અભ્યાસ, | ગાઇએ ગોવિંદ ગુણુ પ્રકાશ.
શિક્ષા સુણી નારદ ભગવાન, | પહોચ્યા આપે સર્વ સ્વસ્થાન;
સુણી નારદ શ્રી વેદ વ્યાસ, | મોક્ષ પુરાણુ નીતિ અભ્યાસ.
સ્વર્ગાદિક દશે લક્ષણો જાણુ, | શ્રીમદ્ ભાગવત રચ્યું પુરાણુ;

અધિકારી દેખતાં સ્વમેવ, તેહ ભણાવ્યા શ્રી શુકદેવ.
શ્રેષ્ટ શ્રોતા શ્રવણ ગુણ ગાય, પ્રગટતા હિત પરીક્ષિત રાય;
બ્રાહ્મણ શાપ તાપ શરીર, નરપતી સરિતા ગંગા તીર.
શુક પ્રસંગે આવીયા જ્યાંય, ભણે સુતજી સાંભળ્યું ત્યાંય;
શૌનક ભણે કવણ હો રાય, પેર રૂષિકો મળી શુક સ્હાય.
પામવા મુક્તિ પરિક્ષિત રાય, વણ વિસ્તારથી કહો કથાય;
સૂત ભણે શુભ શૌનક વાત, સાંભળો સપ્તાહ દીન સાત.
વચનામૃત કહેતાં સંસાર, શ્રી ભાગવતી વિષય વિસ્તાર;
ગુરૂ ભારત સુત અંતમાં બાણ, મૂકે હરવા પાન્ડવ પ્રાણ.
શરણાંગત રાખ્યો શ્રી શ્યામ, પ્રેમી સ્તવે કુન્તા બ્રહ્મ નામ;
ગાંડો નિદ્રાધીન કે બાળ, નારી અશક્તિને ધર્મીપાળ.
અર્જુને કૃષ્ણ સમશ્યા વિચાર, શિરમણિ કાપતાં બ્રહ્મ ઉગાર;
શર શય્યા નીતિ નિર્ણયે ભીષ્મ, ધર્મો યુધિષ્ઠિર પુછતા ક્લેશ.
કારણ ધારણ કર ગુણ ઈષ્ટ, ભીષ્મ જે પામ્યા નિર્ગુણ મોક્ષ;
કૃષ્ણ દેવ શું દ્વારા મોઝાર, જેહ મળીયા યદુ પરિવાર.
જન્મે પરીક્ષિત શ્રોતાસાર, રાજ ઉત્સવ કીધા અપાર;
વિદુર કાપડી વેશે ધાર, મળીયા યાત્રા તીર્થ વિચાર.
ધર્મ બાળક દેતા સનમાન, કો દીન વસતા નગર ઠામ;
એકદા એકાન્તમાં રાત, વદે વિદુરજી સુણજો વાત.
વચન માર્મીક બોલ્યા તેહ, સુણતાં નૃપતી પામ્યા એહ;
ધૃતરાષ્ટ્ર શું ગાંધારી નાર, છુટી ચાલ્યાં વન મોઝાર.
કરતા ઉત્તર દિશા પ્રયાણ, યોગ યુક્તિ ધરી ત્યજતા પ્રાણ
પ્રભાત સાથ પરીક્ષિત રાય, પિતાશ્રી તણા પુજન જાય.
મંદિર ખાલી નરપતી જોઈ, ખેદ વિકાર રહેતા કોઇ,
દેવ : રૂષિ આવતાં તતખેવ, પરમારથ મન સુણજો એવ;

પૃથ્વીમાં શું ધ્રુવ અધ્રુવ લોક,
સંભવે એક અસંભવી વાત,
ત્યાં હવો નગરે ઉત્પાત,
ને દ્વારાથી અર્જુન વીર,
ધીર ધર્મ પુછે કહો કામ,
લોભે લુખાં વચનનો લોપ,
જાર અકારો નારી સાથ,
ગદ ગદ કંઠે કહે સુત ઇંદ્ર,
હૈયામાં નહીં માએ શોક,
રડતા રાખી પૂછે રાય,
સહિત યાદવો છાંડયા દેહ,
કળિ પ્રગટતાં શું દોષિત છેક,
મોહી પડયા નવ છાંડયું રાજ,
પુત્ર પરીક્ષિત રાજ બેસાર,
મોહ માયા મત્સર સહુ માર,
વિધિ અનશન શું પહેરણ પાન,
સત્યને શમદમ સંગમાં લાય,
રાજ્યપાળે પરીક્ષિત ધ્યાન,
એક દિન નરપતી વનમાં જાય,
વિચીત્ર ધર્મી અધર્મી સંવાદ,
છેધ્યા ત્રણે વૃષભના પાય,
બોલતા કવણ દુષ્ટ ખળ રાય,
જાણીશ જો મુજ કરતું રાજ,
કહાડી ખડગ પરીક્ષિત રાય,
કોઇ નહીં જે કળિયુગ નામ,

તેનો રાય ધરે નવ શોક,
સાંભળશો દિન પૂરણ સાલ.
દિન ગયા વહ્યા તેવે સાલ,
નિરખ્યું મન અકળાતે શરીર;
કીધો કેવો અધર્મ શું નામ,
બ્રાહ્મણ ઉપર કીધો કોપ;
આથમ્યા શ્રીકૃષ્ણ કો સંગાથ,
બાંધવ ભજવા હરિ દેવેન્દ્ર.
ચરણો ચુમીને મૂકતા પોક,
વિતક વાતનો શો મહિમાય;
સૌને કહી શિખામણ એહ,
દિન રહો નહીં વિરલા એક.
લડશો અતે દ્રૌપદી કાજ,
શિખ ઉર પાંડવ ધર્મથી ધાર;
ચરણો હૃદયે કૃષ્ણ સ્વીકાર.
મૌનવૃત્તિ એ અંતર હરિધ્યાન,
હેમ ગિરિ વિષે આસન સાધ;
ધર્મ માર્ગમાં મૂકતા માન.
વાદ સંવાદ, વૃષભ ને ગાય
ક્ષુદ્ર વેશે શું શિરે છત્ર નાદ
ક્રોધે અસહ્ય ભરાય રાય,
દોષિત કર્મથી પાપી થાય.
પાપી મુસ્તક છેદીશ આજ.
છત્ર તજી વળી લાગે પાય,
મુજને વસાવા આપો ઠામ;

પરીક્ષિત મનશું કરી વિચાર વસે, કળિને શું સ્થાનક ચાર,
કળિમાં નાર રજસ્વળાજ્યાંય, એક કળા ગણવી મૂક ત્યાંય.
બીજી કળા જે સુરાપાન, ત્રિજુ ઘત કળા દુઃખી સ્થાન,
પ્રાણી આદિક હિંસા તમામ, કળિને આપતા ચોથું ઠામ,
કળિ વિનવતો આગ્રહે રાય, કોઈ સમાઉં એ ચાર જગાય
વળતા વદે પરીક્ષિત રાય, વાસ વસે જો સોના માંહ્ય;
વામી સંગ નારી અહંકાર, નીચ પણે હિંસા દુરાચાર,
વાંચ્છે દ્રોહ વિનયના વાસ, સ્વજન તણો નાવે વિશ્વાસ.
કામ ક્રોધ શું તૃષ્ણા આચાર, ભોગથી ભ્રમણા દંભ વિચાર,
વ્યશની વ્હેમ દ્વેષ ઉન્માદ, માંહો માંહે કુટુંબ સંવાદ;
વિરોધ વાદે પુત્રને બાપ, લોભમાં નવ ગણતા પાપ,
અહનિશ ઉપજે મમતા માન, ભુજવા અવગુણ કારણ ધ્યાન.
વચન બોલેશું રાજન એવ, દૂષણો બોલતા કો દેવ
સકળ ક્રિયા ધન સિદ્ધ એ મૂળ, પાપી નિર્ધન શબ્દ અશુદ્ધ શૂળ;
જે કરશે તેનો આક્ષેપ, સમજો ઉત્તર કરી સંક્ષેપ.

धन मर्जयशःकृच्छ्रेण कुस्छ धनमूल मिदं जगत् ”
अंतरं नैव पश्यामि निर्धनस्य मृत स्यच ” १
वरंशरावह स्तस्य चांडालागा विथीषु ॥
भिक्षार्थ मटनंराम न मूर्खहीत जीवितं ॥ २ ॥
विद्यामदो धनमद स्तृतीयोऽमान मदो मदः ॥
एतेसतांमदाः प्रोक्ताः एतदेव सतांदमाः ॥ ३ ॥
शोकाय कद[illegible] नाशाय दुरात्मनां ॥
परोपकाराय साधुनां मोक्षाय च महात्मनां ॥ ४ ॥

રાઘવને રૂષિ બોળે જ્ઞાન, ધન શબ્દથી વિદ્યા તપે ધ્યાન.
ઉત્તર બીજે દયાનું ઠામ, ધર્મ અર્થ ધરો વાંચ્છીત કામ,
ત્રૈવર્ગી સાધન ગુણે જાણ, મોક્ષ સંબંધનાં નીતિ પુરાણ
વળી દ્રષ્ટાંતો પ્રીછે છે કોઈ, ત્રીજે ઉત્તમ આપવું જોઈ
સંચીત પુર્વો કરમો આચાર, ખેડજો સૈન્ય તુરી શું સાર
બેશી દયાએ મુનિવર ધ્યાન, નરપતીને નવ દીધું માન
પહેરાવ્યો શબ્દ કંઠે સાપ, વળી વળતાં ઉપન્યો સંતાપ;
દોષિત પાપ જે કીધું આજ, પાડવું શરીર બળજો રાજ.
દુષ્ટે દુભાવ્યા પાળક બાપ, તેહને ડસજો તક્ષક સાપ.
નિર્મ્યો સમય દહાડા સાત પુત્રો પ્રતાપ બોલતા તાત.
વળી હે રાજ્ય કરાવું જાણ, ધરધીરજ નવ છાંડે પ્રાણ.
તે વચન સાંભળીયાં રાય, ઉપન્યો હ્રુદય આનંદ ન માય,
છૂટતા રાજ્ય તણા સંતાપ, નહીં હ્રુદયે માનું મમ શાપ;
રાય નગરમાં જાએ કોઈ, મનો મંત્રી એ શિખામણ જોઇ.
સ્થાપી રાજ જનમેજય વીર, પળમાં પહોંચ્યા ગંગાતીર,
અનશન વિધિ કુશા સને રાય, રૂષિતણાં દર્શને સ્પર્શન થાય
પૂર્વ પુણ્ય સંચીત સુખ સેવ, તતક્ષણ આવ્યા ત્યાં શુકદેવ
હરખ્યા રૂષિ દેતા સનમાન, આસન પુજન કર્યાં પ્રણામ;
મણિ જડેલાં કનકનાં જેહ, નિજ સિંહાસને બેઠા તેહ.
પ્રદક્ષિણા ફરી પણમ્યા દેવ, વિધવિધ વચન કીધાં સ્વમેવ;
પૂછતા વિષ્ણુરાય હરિવાત, આયુઃગણો સંખ્યા દીન સાત.
ક્ષણે ક્ષણ મન રાજા ધિક્કાર, મર્ણ કાળે કો તપ ધન ધાર;
કીર્તન મંત્રો શ્રવણ તપ ધ્યાન, સાધન શમદમ આતમજ્ઞાન,
જેણે ટળે સંસારી કલેશ, તે આપો મુજને ઉપદેશ,

ભીમ પ્રકટ ભણ્યું અર્થે તેહ, | કહે પરખી ન રહે સંદેહ;
નિર્મળા આતમ હુવા વીચાર, | પ્રથમ સ્કંધ કળા બીજી સાર.

શ્લોક.

श्री सूतउवाच.

एवमा भाषितः पृष्टः सराज्ञा ... ॥
प्रत्यभाषत धर्मज्ञो भगवान्... ...रायणिः ॥

કળા બીજી સંપૂર્ણ.

---

પુર્વે બ્રહ્માએ એ ધારણા વડેજ ભગવાનને પ્રસન્ન કરીને પોતાની પ્રલય વખતે નાશ પામી ગયેલી સ્મૃતીને પાછી મેળવી હતી, સ્કંધ૨ અધ્યાય ૧ લો. શ્લોક ૮ થી ૧૩ સુધી.

વૈરાટ સ્વરૂપ ધ્યાન ધારણા શ્લોક.

केचित्स्वदेहांतहृद ... । प्रादेशमात्रं ... रुषंवसंतं ॥
चतुर्भुजंकंजरथांगशंख । गदाधरंधारणयास्मरंति ॥ १ ॥
प्रस... ...णं । ... ॥
लसन्महारत्नहिरण्ययांगदं । स्फुरन्महारत्नकिरीटकुंडलं ॥ २ ॥
उन्निद्रहृत्पंकजकर्णिकालय । योगेश्वरास्थापितपा... पल्लवं ॥
श्रीलक्ष्मणंकौ... भरत्नकंधरं । मम्लानल... ...मालया ...वृतं ॥३॥
वि... पितंमत्वलयां... ...लायकै । महाधनैर्नूपुरकंकणादिभिः ॥
स्निग्धागला... चितनीलकुंतलै । विरोचमाना... ...सपेशलं ॥४॥
अदीनलीलाहसितेक्षणोल्लसद्भ्रूभंगसंसूचितभूर्यनुग्रहं ॥
ईक्षेत ... ...श्वरं । यावन्मनोधारणयावतिष्ठते ॥ ५ ॥
एकैकशोऽंगानिधियानुभावये । त्पादादियाव... सितंगदाभृतः ॥
जितंजितंस्थानमपोह्यधारये । त्परंपरंशुद्धतिधीर्यथायथा ॥ ६ ॥



## विराट स्वरूप

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

अ. ११ ॥



**अगस्त्य उवाच**

**ततो विराट समुत्पन्नः स्थूलाद्भूतकदंबकात् ॥**
**विराजः पुरुषात्सर्वं जगत्स्थावर जंगमम् ॥**

ॐ

# श्रीम - ंगीत भ गवत

# सं ंक्षप्त.

## स्कंध बीजो

### कळा त्रीजी.

ॐ नमोभगवते वासुदेवाय

श्लोक.

श्री' कउवाच

व ीयानषते प्रश्न' ताळोक हितंनृप ॥

आत्म ........: पुंसां श्रोत व्याद यंपरः ॥ १ ॥

दुहो.

વિવિધ વચન રાજા તણું શ્રવણે સુણતાં એવ;
ભક્તો તણી કરૂણી કરી બોલ્યા શ્રી શુકદેવ.

ચોપાઈ

ઉત્તમ પ્રશ્નો પરિક્ષિત રાય, કરતા લોક હિતારથ જાય;
ભક્તિ વૈરાગ્ય જ્ઞાન આચાર, ભાગવત શ્રવણ માંહે સાર.
વળી શ્રોતવ્ય નરને અનેક, ગૃહ આસકતી વર્જીત વિવેક;
નિદ્રા નિશાએ તરૂણ સભોગ, કુટુમ્બી ભરણ દે સમર્થ જોગ.
મિત્ર કલત્રે આતમ ધણી દેહ, માન હોયે ક્ષણ ભંગુર એહ;
આવતાં મર્ણ મોહ મતિધાર, દેખીતો દેખે અંધ વિચાર.

મતિ કારણુ કૈરવો નરેંદ્ર, સર્વથા ભજવા હરિ દેવેંદ્ર;
કીર્તન શ્રવણુ ધ્યાન અનુદીન, વાણી ભણાવતા મુકિતમીન.
મોક્ષદા વિભુ શાસ્ત્રો પ્રમાણુ, અન્તકાળ નારાયણુ પ્રાણુ;
શ્રવણુ વૈષ્ણુવનાં દુર્ગતિ નાશ, નિર્ગુણુ ૐકાર યોગ આભાસ.
ભણુવું પુરાણુ ભાગવત જેહ, હર્ષથી પિતા ભણાવે તેહ;
યદા આતમ નિર્ગુણુમાં સાર, લીલા પુરૂષોતમે અપાર.
આણો મન સંતાપના તાત, આપનુ જીવિત દિવસો સાત;
ખટવાંગ નામક પૂર્વ નરેંદ્ર, ભજન શું શ્રી ગોવિંદ દેવેંદ્ર;
ભકિત યોગ કેરા ભગવાન, મુકુટ મુસ્તક લળે કુંડળકાન.
શ્રદ્ધા હૃદયમાં હરિ ભગવાન, સ્થુળ સુદ્ર કારણુ એ પરિધાન;
પુરૂષ વિરાટ વિશ્વે આકાર, પ્રથમ એક શ્રી વિભુ પ્રકાર.
ચત્રુભૂજે મુખ પ્રસન્નતા ધ્યાન, શંખ ચક્ર ગદા પદ્મે સુરમાન,
પહેર્યાં પીત વસ્ત્ર બહુ સાર, ધર્યાં રત્નો અંગે હિરણ્યહાર.
કમલેક્ષણુ શ્રી લક્ષણે શામ, પદપદ્મત્રવે સેવક વિશ્રામ;
કૌસ્તુભ મણિને તુળશી માળ, સુક્ષ્મ ધ્યાને યોગી ગોપાળ.
હરેક ધારી હરિમાં નામ. ધ્યાએ ધ્યાની મન શ્રી શ્યામ;
બેઉ ધ્યાને ધારણુ જેહ, જીવન મેળ વિહારે તેહ.
ઉત્તમ જ્ઞાન તણાં ફળ જાણુ, આપતા અવિચળ પદ નિર્વાણુ;
દેવ સકળનાં મોઘાં કામ, ભાગ ભજન આપે શ્રી રામ.
મોક્ષનું કામ અકામે ગીત, માનવી ભકિત ખેવ કાસીદ;
જીવિત શબ વૈષ્ણુવ વિણુમાળ, દર્ભ આસન તુલસી શું દયાળ.
લોહ હૃદય નવ રીઝે સાર, કૃષ્ણુ કથાના નેત્ર જળભાર;
ઉદય અસ્તે થાય દિન રાત્ર, આયુ હરતા હરિ ભકિત વર્જીત.

સ્મરણુ વંદન હરિ કીર્તન નામ, પૂજને દર્શને સ્પર્શે પ્રણામ,
પતિત પાવન લોકથી થાય, તેને શુક પ્રણામ કેવાય;
મોહ તજી જીવ જીવે કોઇ, યદ્યપિ શ્વાસ વિચારતા જોઈ,
પંખી પશુ સમા કરે આહાર, નામ ન જાણે શ્રી મોરાર.
શાણા નવ સેતાને માન, ગર્દભ ઉટ વળી ડુકરે શ્વાન,
ગુણુના કુંજ બિહારી સુજાણુ, જીવ્હા દાદુર માનવ માણુ
શ્રી મુકુન્દને માનો જુહાર, મુસ્તકે મુકુટ વહે કો ભાર,
પૂજા રહિત યદા જગનાથ, સમોવડ શબ કંકણુ સો હાથ;
પાદ વક્ષે વર્જીત હરિ ક્ષેત્ર, મયુર પીંચ્છ દર્શન નહીં નેત્ર;
ગણીએ શ્રીપતિ સુભદ્રશ્વ નામ, પુરાણુ તેરે શ્લોકી પ્રણામ;

## तेर श्लोकी प्रणाम.

### श्री शुकउवाच

१२ नमःपरस्मैपुरुषायभूयसेसदुद्भवस्थाननि[illegible]लीलया ॥
गृहीतशक्तित्रितयायदेहिनामंतर्भवायानुपलक्ष्यवर्त्मने ॥१॥

१३ भूयोनमःसद्वृजिनच्छिदेसतामसं[illegible]खिलसत्वमूर्तये ॥
[illegible]नःपारमहंस्यआ[illegible]मेन्यवस्थितानाम[illegible]मृग्यदाशुषे ॥२॥

१४ नमोनमस्तेऽस्त्वृषभायसात्वतांविदूरकाष्टायमुहुःकुयोगिनां ॥
नि[illegible]साम्यातिशयेनराधसास्वधामनिब्रह्मणि[illegible]स्यतेनमः ॥३॥

१५ यत्कीर्तनंयत्स्मरणंयदीक्षणंयद्वंदनंय[illegible]वणंयदर्हणं ॥
लोकस्यसद्यो वि[illegible]नोतिकल्मषंतस्मैसुभद्रश्रवसेनमोनमः ॥४॥

१६ विचक्षणयच्चरणोपसादनात्संगंव्युदस्योभयतोंऽतरात्मनः ॥
विंदंतिहि[illegible]तस्मैसुभद्रश्रवसेनमो[illegible]ः ॥ ५ ॥

१७ तपस्विनोदानपरायशस्विनोमनस्विनोमंत्रविदःसुमंगलः ॥

क्षेमंनविंदंतिविनायदर्पणंतस्मैसुभद्रश्रवसे नमोनमः ॥ ६ ॥

१८ किरात हूणांध्रपुलिंदपुल्कसाआभीरकंकायवनाःस्वसादयः ॥

येऽन्येचपापायदपाश्रयाश्रयाःशुद्धंतितस्मैप्रभविष्णवेनमः ॥ ७ ॥

१९ सवषआत्मात्मवतामधीश्वरस्त्रयीमयोधर्ममयस्तपोमय ॥

गतव्यलीकैरजशंकरादिभिर्वितर्क्यलिंगोभगवान्प्रसीदतां ॥८॥

२० श्रियःपतिर्यज्ञपतिःप्रजापतिर्धियांपतिर्लोकपातेर्धरापतिः॥

पतिर्गतिश्चांधकवृष्णिसात्वतांप्रसीदतांमेभगवान्सतांपति ॥९॥

२१ यदंघ्यनुध्यानसमाधिधौतयाधियानुपश्यंतिहितत्वमात्मनः ॥

वदंति चैतत्कवयोयथारूचंसमेमुकुंदोभगवान्प्रसीदतां ॥ १० ॥

२२ प्रचोदितायेनपुरासरस्वतीवितन्वताजस्यसतींस्मृतिंहृदि ॥

स्वलक्षणाप्रादुरभूत्किलास्यतःसमेऋषीणामृषभःप्रसीदतां ॥११॥

२३ भूतैर्महद्भिर्यइमाःपुरोविभुर्निर्मायशेतेयदमूषुपूरूषः ॥

भूक्तेगुणान्षोडशात्मकःसोऽलंकृषीष्टभगवान्वचांसिसे ॥ १२ ॥

२४ नमस्तस्मैभगवतेवासुदेवायवेधसे ॥

पपुर्ज्ञानमयंसौम्यायन्मुखांबुरुहासवं ॥ १३ ॥

સુણતાં કથા પરીક્ષિત વાદ, બ્રહ્માથી નારદ સત્ય સંવાદ;
ભૂત ભાવી બ્રહ્માંડ પ્રકાશ, ઉત્પતિ સ્થિતિ જગત વિનાશ;
સકળ ભૂત કેરા આધાર, વરજે હરખથી વિશ્વાધાર;
કહેતા બ્રહ્મા નારદ એવ, આદ્ય પુરૂષ નારાયણ દેવ;
અવિગતે અનંત વર્જીત શોક, કલ્પ જગત અને વિભુશ્રી લોક;
સ્વામીશ્રી વાસુદેવ શ્યામ, નથી અનેરાં જગત શું કામ.
વિષ્ણુ લીલા માયા અવતાર, રક્ષે વિશ્વ વિરહ ને આધાર,
બ્રહ્મા નાભિ કમળે સોહાય, તત્ત્વો ઉપજતાં નવ જોવાય;

જાણી નહીં ગહન ગતિ ગૂઢ, બહારે દૃષ્ટિ અંતર દિગ મૂઢ;
પદ્મ નાળથી પાછો સંચાર, પેર અનેકી ફેરા વાર;
જીવ સ્વભાવે કાળશું કામ, દ્રવ્ય ભાવ ભૂમિ કારણ ધ્યાન,
મુનિ શ્રી દેવ યોગે વિજ્ઞાન, શાન્ત દયા વળી સત્ય નિધાન;
વેદ યજ્ઞ તપ તીરથે સાર, શમ દમ નારાયણ આધાર.
ત્રિકાળથી ત્રિતત્વે દેવેશ, શ્રી વિષ્ણુને સરજ્યો આદેશ,
પૂર્વ સ્થાને પહોંચ્યું વિશાળ, તત્વે તપથી વાણી સંભાળ;
સોળક કીધાં જપ તપ ધ્યાન, મુજને પ્રસન્ન હવા ભગવાન.
હવા પ્રસન્ન હરિ ધરતા હાથ, બોલતા ભક્ત વત્સળ એ નાથ;
બ્રહ્મા વિષ્ણુ કહે સુણજો વાત, મુજ વિણ નહીં ત્રિલોકે માત્ર;
મારા તેજથી વિશ્વ વિસ્તાર, યથા સુત્રે મણિ પ્રોયો હાર,
શુદ્ધ વર્ણનો સંક્ષેપથી વાદ, બ્રહ્મા શ્રી પામે બુદ્ધ શું નાદ;
સાંભળો વચનો સ્થિર વિવેક, ઉત્તમ અડયલ આપવું એક.

દુહો.

આદિ હું અજ વળી એક મધ્યે હું અજ ભાસું એક;
સૃષ્ટિ વિનાશી અજ એક સદા અન્તે અજ એક.

ચોપાઇ.

સુણજો એક અનોપમ વાત, આતમ તત્વો શ્રવણે વિજ્ઞાન;
સહો આતમ ભજી અજ એક, મુજથી લેશ નહીં વ્યતિરેક;
અન્ય હુંથી કોઈ દેખે જેહ, બાધ કરંતા જીવને તેહ;
બોલ્યા અક્ષરો સારા સાર, મુજથી બીજો ગણો સંસાર,
તે ઉપદેશીને ભગવાન, વિષ્ણુ શ્રી હતા જયાં અંતર ધ્યાન;
માયારૂપ બતાવવા નાથ, જાણતા નગર ગાંધર્વ સાથ.
બ્રહ્મા પામતા પરમ પ્રબોધ, નારદને કહેતા નિર્બોધ,

નરપતી નિબંધ ભણતા મોક્ષ, દેહ જીવો પર સંબંધ ઝોક;
ભાગ્યવંત ભણે ઉત્તર એવ, વદે વચન શાણા શુકદેવ,
આતમ લોક અસંગ આકાશ, શ્રુતિ રજો તામસ સત્ય સુવાસ,
ભ્રમણા બંધ મોક્ષ બેઉ માત્ર, સવિતા અર્પે ત્યાં દિનરાત્ર.
જુજવા ઘટઘટ ઘણા નરેંદ્ર, એકે અનેક જળચંદ્ર ઇંદ્રિ;
ભેદ ઉપાધી પ્રપંચ સુજાણ, કુસુમો રંગી સ્ફટિક પાષાણ.
જીવ અનાદિ દેહી સંયોગ, વ્યાધિને જેમ વળગે રોગ;
અજ્ઞાન અંકે કરતા અભ્યાસ, જાણવા સ્વપ્નના દૃષ્ટિ પ્રકાશ.
સુખ દુઃખ છિન્ન વચને ભ્રમ ભાન, ભજવાં હૃદયથકી સુખ ધ્યાન;
અતઃકરણ ઓગળે જન જ્યાંય, ટળે જીવ કો ભવ દુઃખ ત્યાંય.
સંક્ષેપમાં ગુરૂને આદેશ, સાધન મોક્ષ તણાં બોલીશ;
ભણતા ઉપાયે વર્તે સેવ, કો ભવ જન્મ ના પામે એવ;
ભૂત દયા નીતિ વર્ણાચાર, સત્યે શ્રદ્ધા સંતોષી વિચાર;
ચિત્ત શુદ્ધિ કરવાને શુભ માર્ગ, ભક્ત શ્રીવિષ્ણુ ભજે મળે ભાગ,
એકી મને ભજે ભગવાન, ટાળતાં ભાવે ભક્ત અજ્ઞાન;
ભીમ ભણંતાં કથાનક સાર, ધ્યાન જ્ઞાનમાં શ્રદ્ધા વિચાર.

ઇતિ શ્રી તૃતીય કળા સંપૂર્ણ.

કલ્યાણમ.

શ્રી રસ્તુ.

---

ॐ

# કળા ચોથી.

### દુહો.

વળી એક ઉત્તમ કહીશ જે વિષ્ણુ પ્રભુ પ્રસાદ;
મહા મુનિવર મૈત્રેયથી વિદુર તણો સંવાદ.

### ચોપાઈ.

નિશદિન હૃદય ધૃતરાષ્ટ્રરાય, ઉપજતો શોક અતિમન માંહ;
રાત્રી ભણે વિદુર એકાન્ત, પૂછે કારણ કાર્ય અશાન્ત.
વિદુર વદે સુણ સાચાં વેણ, ફૂટયાં હૃદય અમૂલાં નેણ
પુત્ર પાપી દુર્યોધન કાજ, કાંઈ નિગમશો અવિચળ રાજ
કરણ શકુનિ દુર્યોધન શું કામ, મંત્રિ પાપી દુશાસનનું નામ
ચારે દુષ્ટ પાપી અવતાર, કૌરવ વંશે કુટીલ અંગાર
જેહ શિખામણ દેતા રાત, પુત્રો કુતર્કી સુણતાં પ્રભાત
દુર્યોધન કોપીત ભૂપાળ તેડી વિદુર શું દીધી ગાળ
વચન વિદુરને કુડાં નૃપાળ મન માહે શો ઉપજે કાળ
રાજદ્વારી સહ્યાં નવ બાણ કરતા તીરથ દેશ પ્રયાણ
બ્રહ્મચર્ય વૃત્ત વળી તપધ્યાન, ભૂમિ શયન ફળ ભક્ષણે પાન;
એકાકી વિચરતા ઉદાસ, આવ્યા એમ કરતા પ્રભાસ.
વાતો વાએ પુરમાં જાય, રાજ ચલાવે યુધિષ્ઠર રાય;
ભકત ભાવ ભજે મન ભગવાન, સાહસ સત્યને શીલ સમાન;
ક્રિયાયોગ પરમારથ ધ્યાન; જ્ઞાન વૈરાગ્યે ભકિત વિજ્ઞાન.
એકીમને કૃષ્ણાર્પિત પ્રાણ, કોઈ પેરે તે કરૂં વખાણ.
બીમ ભણેલ વિચારનું જ્ઞાન, ઓછે અધિકે સૌકો ધ્યાન,

श्लोक.

सूतउवाच

सप्रश्नमिन्देता पृष्टो यदवो चन्महामुनिः ॥

तद्वोऽभिधास्येशृणुवराज्ञःप्रश्नानुसारतः ॥ १ ॥

स्कंध-बीजो समाप्त.

---

# स्कंध त्रीजो.

श्री शुकउवाच.

एव मेतत्पुरापृष्टा मैत्रेयो भगवान्किल ॥

क्षत्रावनं प्रविश्यत्यक्त्वास्वगृहमृद्धिमत् ॥ १ ॥

કીધા માંહો માંહ પ્રણામ, સુખકર કૃષ્ણ વાસુદેવ રામ;
યાદવ સહિત સકળ પરિવાર, કુશળ વારતા પુછી સાર.
ગદગદ કંઠથી ઉદ્ધવ બોલ, વિભુ શ્રી કૃષ્ણ વૈકુંઠે ગએલ ?;
ભાર વિદાર્યો વિશ્વ આવાસ, યાદવ સ્થળ શું કરતા પ્રભાસ.
મુજને જ્ઞાન કહે દેવેન્દ્ર, દર્શન સર્વથા કોઈ યોગીંદ્ર,
ભક્ત વિદુરજી વિસાર્યો માન, મૈત્રેયને શિખામણ જ્ઞાન;
ચાલ્યા વિદુર હિતારથ લેય, ગંગા તીર મળતા મૈત્રેય;
દે પ્રણામ વિચારી વિવેક, પ્રીછયાં વિધવિધ વચન અનેક.
અનંત નાભિ કમળે મહિમાય, આસન નાળ થકી પ્રકટાય,
પરમ સ્તવન સંતોષ મોરાર, દશ વિધ સંગથી સૃષ્ટિવિસ્તાર;
રૂષિયો યક્ષો અસુર સુર નાગ, સ્થાવર જંગમ *રૂક્ષો વિભાગ.
ચૌદ લોક સરજ્યાં બહુ જીવ, વાસના તદપિ વિકલ્પે જીવ.

---

* રૂક્ષો-તારામંડળ. ગ્રહો.

અંશ કાલ પરમાણુ જે નામ, સનકા દિકના ઉત્પત્તિ ધામ,
સ્વર્ગ ધરાએ અતુલ મહિમાય, શ્રી વરાહ હરિ કહેવાય.
ગર્ભાં-ગારે સબળ અસુરાક્ષ, બાંધવ હિરણ્યપુ હિરણ્યાક્ષ,
મુનિવર શાપ મોહ તતખેવ, વૈકુન્ઠ નાથ અનુગ્રહ એવ.

દુહો.

સબળ પણે હિરણ્યાક્ષથી, વારાહનો સંગ્રામ;
તતક્ષણુ અરિનું વધ કરે, દેવ સ્તવો શ્રી શ્યામ.
કારણુ સૃષ્ટિ તણું કહીશ, કર્દમ તપોવન માંહ;
પુત્ર કામ વર પામતાં, તપ દેવહૂતિ વિવાહ.
કથા તત્વ ચોવીસ વિભુ, શ્રી પ્રકૃતિ પુરૂષ વિચાર;
કો યોગી વિચિત્ર કપિલ, જન્મ વિષ્ણુ ભક્તિ વિસ્તાર.
અવિચળ પદ વળી પ્રાપ્તિનાં, કઠણુ અનુક્રમ જેહ;
કપિલ કહે માતા પ્રતિ, સુખ સંપન્ન સાધન તેહ.

ચોપાઇ.

પ્રથમે પુરૂષને શ્રદ્ધા સાર, ધર્મ વર્ણા-શ્રમ જાણે અપાર;
કામ ક્રોધ ઈચ્છા પરિહાર, નૈતિક નિત્યે કર્મો આચાર.
સેવો સદા ચરણુ શ્રી રામ, નહિં છાંડે જીહ્વા શું નામ;
શ્રીપતિ સેવક જગ આધાર, દોષ વિદારે અતુલ સંસાર.
હિંસા ત્યાગી સમજમાં ભૂત, રાગ બિહારીમાં અવધૂત;
મળવા મુક્તિ પ્રયત્નોથી જ્ઞાન, નિત્યા નિત્યે વિચારતા ધ્યાન.
ક્ષુધા તૃષા આળસ વાધેય, જન્મ જીવન મર્ણે ઉપાધેય;
ક્ષણુભંગુર જીવ વપુતણે અંત, ધ્યાન સદોદિત અનંત શાંત.
પુત્ર કલત્રે સંબંધી નર જેહ, મૂકે મમત્વ તણો સૌ સ્નેહ;
લોભ અધિકો નહીં મન ધાર, યાવત અર્થ પરિગૃહે સાર.
પ્રાચી શુચિ વળી તપ સહાય, પરમ હંસોને પ્રણમે પાય;

શબ્દનાં તત્વ ગણુતાં વિજ્ઞાન, રાગ દ્વેષ વર્જીત અભિમાન.
શાંત ભૂત સૌ તારક જેહ, સાધુ પુરૂષ મન ભણુતા તેહ;
જ્યોતે વિરાટ વિભુ પરખાય, જનમ મરણના ફેરા જાય.
પ્રકૃતિ પુરૂષ બોલે મોક્ષાર્થ, ભીમ ભણુતાં ભાવતો સ્વાર્થ;

---

પૂછી બંધન મોક્ષ ઉપાય, વળતા કહે ગૃહી તે કાય.
નિશ્ચળ પેરથી ધ્યાની થાય, માંડે તારક તેહ ઉપાય;
માનવ કોલાહલ પરિહાર, સંગતી કોઇ તણી નવ ધાર.
ગુરૂ વચનો હિતારથ જેહ, અહો નિશિ ચિન્તવતામન નેહ;
લીંગ રહિત વળી નીતિ શું વેષ, તીરથ સેવન ઉત્તમ દેશ.
પૂણ્યભૂમિ બહુ અન્ન સુકાળ, તસ્કરી સિંહ ભયોનહી વ્યાળ;
શુચિ મર્જીને સત્ય માને શાંત, ભિક્ષા ભોજન ધ્યાન એકાન્ત.
કુર્મ અંગે સદાય આચાર, પાછી ઇંદ્રિય સર્વ સંચાર;
શુચિ આસનને નિરજન ઠામ, હૃદય વિરામે આતમ રામ.
ધર્મે ધરતાં શ્રદ્ધા નિજ ધ્યાન, દેહાદિકે ત્યજી અભિમાન;
અંતર ધ્યાનથી આતમ ધાર, બાહેર અર્થમાં દૃષ્ટિ વિસ્તાર;
અમુલખ કાળે આનંદ ધામ, હરિપદમાં પરમાનંદ પામ.
રાજ યોગ એ ભણુતા જેહ, પામે વૈકુંઠ સુણુતાં તેહ;
શ્રદ્ધા ક્ષમા દયા તપોદાન, જયશ્રી ભક્તો તણા ભગવાન.
જ્ઞાન સાગરના બહુ અભ્યાસ, વરતાતાં છુટે ભવ પાસ;
ટાળતા ભણુતાં સહુ સંતાપ, કાપતા સુણુતાં ત્રિવિધ તાપ.

## સ્કંધ ત્રીજો.

### દુહો

ભૂધર ભક્તિ યોગ તત્વ ભવે, નવ લક્ષણ ત્રિગુણાત્મ;
રજસ તમસ સાત્વિક સત્વ વળી, શુચિ સત્ય દેહાત્મ.

## ચોપાઈ.

ખેડી હિંસા કુભાંડી કામ. | બીકૂ ભેદ મોહ દંભી હામ;
મત્સર રહિતથી વિરલા જેહ, | ત્રિવિધ તામસે ભણતા તેહ.
ભણવા લોગો એ ઉપદેશ, | યશ કારણ સેવે દેવેશ;
અષ્ટે સિદ્ધિ મહા વાંચ્છે જેહ, | ત્રિવિધ રાજસે ભણતા તેહ.
પાપો વિદારક શ્રદ્ધા યોગ, | અધિકમાં સ્નેહી વિષ્ણુપ્રયોગ;
કામ અકામી વિધિ અમોઘ, | ત્રયી વિધે સાત્વિકભકિત ઓઘ.
વેગે વસતા ગોવિંદ દેવ, | જ્યોતિ દર્શન પરમાનંદ એવ;
અન્વય ભકિત ભાવે ભજો એહ, | ભક્ત નિર્ગુણમળી ભણતા તેહ.
પુણ્યે પરલોકે સૂર લોક, | પાપ પ્રભાવે નરકે થોક;
બન્ને મિશ્ર કરતાં ધરે ધ્યાન, | યોનિ માનુષી ભોગવો માન.
દુર્લભ મોટું જે માનુષ દેહ, | ભવ સાગરનાં વાહન એહ;
ગુરૂહરિ વિનાય પ્રેરિત જેહ, | લક્ષ ચોરાશી ફેરે તેહ.
ભણે મૈત્રેય વિદુર સુણવાત, | સાચાંવિવિધ વચન નિજ માત;
આપતા તનય કપિલ સ્વબોધ, | કીધો ઈંદ્રિય પ્રાણ નિરોધ.
સિદ્ધ ક્ષેત્રે શ્રેષ્ટ ભૂમિ માંહ, | સરિતા સરસ્વતી શુદ્ધ પ્રવાહ;
બિન્દુ સરોવર બેસતા ધ્યાન, | દેવહૂતિ પામે જ્યાં જ્ઞાન.
ભીમ ભણે ત્રીજી ને ત્રીસ | રૂપકે આઠ અને ચોવીસ;
લીલા ત્રીજી શું સર્ગ વિસ્તાર, | છાઈ સહુ એકળા થઈ ચાર.

यइदम[illegible]तियोऽपि[illegible]कापेल[illegible]नेमतमात्मयोगगुह्यं ॥
भगवति कृतधीः[illegible]पर्णकेतावुपलभनेभगवत्पद[illegible]दं ॥ १ ॥

## इतिश्री स्कंध त्रीजो

ઇતિ શ્રી ચતુર્થ કળા સંપૂર્ણ.

ॐ

# स्कंध चतुर्थ

## कळा ५.

## स्कंध चोथो.

मैत्रेयउवाच.

मनोस्तुशतरूपायांतिस्त्रः कन्याश्चजज्ञिरे ॥
आकूतिर्देव हूतिश्च प्रसूति रितिविश्रुताः

દુહો.

આખ્યાન ચાર પુરાં થયાં, ભૂધર ભક્તાધીન;
સંત ગૌરી ધ્રુવ બાળ મયા, પ્રથુરાજ પ્રાચીન.
જુગતે વળી મનુ કન્યા તણે, દક્ષ પુત્રી વિવાહ;
યાગ પ્રજાપતી દક્ષને, કીધો છે ઉત્સાહ.
શિવ બેઠા ઉઠયા નહીં, દક્ષ કોપ દીલ માંહ;
શાપ ભૃગુ નંદી બ્રમણ, જે કરતાં માંહો માંહ.

ચોપાઇ

દક્ષે મહા પશુ માંડયો યાગ, રૂદ્ર તણો નવ કીધો ભાગ;
યજ્ઞ પુરૂષ વિના થાય અન્યાય, આદરવા વર વિના વિવાહ.
સતી ભણુતાં શંકર અવધાર, માંડલા યાગ પિતા મહ દ્વાર;
સતીને મન શું હરખ અપાર, મળવા કુટુમ્બ સખી પરિવાર.
શિવ ઉમાનો ઉપન્યો સંવાદ, આમંત્રણ વિના ખોટો વાદ;
યજ્ઞે જાતાં ના પામું માન, વિપરીત થાય ત્યાં અપમાન.
દેવી આજ્ઞા માગે જ્યાંય, આલે અચાલે શિવે ત્યાંય;

પ્રસન્ન મને ચાલ્યાં હરખાય, વૃષભ ચઢી શ્રી પિહેર જાય;
શિવ ભણે ઉમિયા સુણો વાત, દક્ષ અદક્ષ તમારો તાત.
તન ધન જોબનને ગર્વ અપાર, કવણ જાણે ન વિવેક વિચાર;
શિવ શિક્ષાના લાગી લગાર, ઉમિયા ચાલ્યાં યજ્ઞ મોઝાર.
રોષ ભરિત ઉમા પ્રકટાય, વૃષભ ચડી શ્રી પિહેર જાય;
આવી ઉમિયા વિસાર્યું માન, માતતાત નહીં સ્વજન ધ્યાન.
સ્વજન કુટુમ્બી નહીં દે માન, આકો દેશ રહિત અવસાન;
સતી ભણે સાંભળ હો તાત, નિશ્ચેય કરશે શિવ ઉત્પાત.
તું ઉત્પાદીત મારો દેહ, છાંડીશ અનશન વૃત્તે ગેહ;
દુરજન સંગતી કેરો દોષ; તન ત્યાગી થઈએ નિર્દોષ.
બેઠાં આસન ઉત્તર સ્થાન, અદ્ધર લીધા પાનો—અપાન;
યોગે અગ્ની શું પ્રજલે દેહ, વપુ પિંજર વળી પ્રજળે ગેહ.
વરત્યો હાહાકાર અપાર, શંકર સેવક મારતા માર;
વેગે વાતો ગઈ કૈલાસ, કોપીત રૂદ્ર કરે નિશ્વાસ.
ઉઠયા ક્રોધ કરીને એહ, ભૃગુ કૃત્યાથી ભણીએ તેહ;
ત્રોડી જટા સંતાપ શરીર, જે વીર ભદ્ર ઉપાયો વીર.
વાળી આસન ચાલ્યા તેહ, લીધા ગણો સંગાથે જેહ;
ક્રોધ કરીને વિધ્વંશો યાગ, સાહ્યા સુરજે લેતા ભાગ.
કચ ઉખેડી એકના લેય એકની પૂછતા મૂછ બેય;
કોના વાંકાં કીધાં વેણુ, કોનાં કાઢયાં બેઉ નેણુ.
એક ના કુટી પાડયા દાંત, જાણ્યું જે એ કરશે કલ્પાંત;
પાપી હૃદય કમળ ભેદાય, નરપતી દક્ષ મસ્તક છેદાય.
બ્રહ્મા પહોચ્યા ગિરિ કૈલાસ, શિવ સંતોષે લીલા વિલાસ;
વેગે આવ્યા વાર્યો એહ, દક્ષ તણો જીવાડયો દેહ.
હરિ કૃપાય પરિપૂરણ યાગ, રૂદ્ર તણો જ્યાં કીધો વિભાગ;
જામાતર સ્વશુર શમ્યો ક્રોધ, ટાળ્યો બેનો બહુ વિરોધ.

## દુહો.

ઉત્તાન્ પાદ રાય તણા ચ્યાર પુત્ર જેહ,
પિતા સિંહાસન કનક મય ઓળે બેઠા તેહ;
જોઇ માતા મંત્ર જીવન લાડ લડાવે બાપ,
કુટીલ વચન માતા કહે કરીને એ સંતાપ.
ભાગ્ય હીણી વનિતા તણો પુત્ર ઘટે નવ રાજ,
જો કુખે મુજ અવતરે તો માન ભાગ્ય તુજ રાજ.

## ચોપાઈ

ક્રોધે ઉઠયા હૃદય વિચાર, માતા તણી પ્રદક્ષિણા સાર;
વન ચાલયા સેવે દેવેશ, દેતા નારદ નિજ ઉપદેશ.
ક્ષુધા તૃષા શું નિંદ્રા પરિહાર, સાત્વિક મને ભજન મોરાર;
પ્રસન્ન હવા સ્વામી ભગવાન, દેતા અવિચળ પદ વરદાન.
વિષ્ણુ વિભુશ્રી વર આપે એહ, ગમતા નહીં પિતા ઘર જેહ;
ભોગ વિભોગ કહે જુગદીશ, રાજય લે વરસ સહસ્ત્ર છત્રીસ.
વળી વરદાઇ આવે બાલ લાલ વધાવા પાલક ખ્યાલ;
આપતા કનક રત્નો ભંડાર, કરે ઘર ઉત્સવ મંગળ ચાર.
પિતા સ્વીકાર આજ્ઞા વાદ, સંતોષે શ્રી ગોવિંદ સંવાદ;
અંત કાળે વન છાંડયો દેહ, જોશો અવિચળ ધ્રુવપદ એહ.
ગ્રહ તારા નક્ષત્રો મુનિ લોક, ફરતા ધ્રુવ પ્રદખેણું વિલોક;
શ્રીવિષ્ણુ ભકિત કેરો મહિમાય, પ્રત્યક્ષ પેખવા એ ધ્રુવ રાય.
અંગ તણા સુત રાજા વેન, લોપ્યા યજ્ઞ તણા ભાગ વેણ;
સંતતિ પીડા નો ત્યાં સંતાપ, વિપ્ર તણો વળી પામ્યો શાપ.
યાચતા ઉદ્ધાર મુનિ ધ્યાન, વિષ્ણુ કળા બાર સંભવે જ્ઞાન;
પૃથુ જન્મે જગે હરખ્યાં લોક, કરતા સ્તવન બંદીજન થોક.
[illegible] મેદિની દેય અપાર, કોપ્યા રાય [illegible] ધર વિચાર;

ધ્રુવ તપશ્ચર્યા અને શ્રી વિષ્ણુ દર્શન



**काश्यप उवाच**

क्षमा धर्मः क्षमा यज्ञः क्षमावेदाः क्षमा श्रुतम् ॥
य एतदेव जानाति स सर्वं क्षंतुमर्हति ॥ १ ॥
क्षमाब्रह्म क्षमा सत्यं क्षमा भूतं च भावि च ॥
मा तपः क्षमा शौचं क्षमयेदं धृतं जगत् ॥ २ ॥

Lakshmi Art, Bombay, No. 8

વેગે કીધા ધનુષ્ય સંધાન, | ચિંતવે ધરા સ્તવે તે ધ્યાન.
મુનિવર સુરનર સરવે સાજ, | હરિહર બ્રહ્મા સુરપતિ રાજ;
ધરા દોહને જાણુ અભેદ, | નાના ઔષધ પાત્રો ભેદ.
અશ્વમેધનો આરંભ નરેંદ્ર, | સમ્યક સરવે મનાવ્યા ઈંદ્ર;
વેગે આવ્યા શ્રી ભગવાન, | મનથી આપે તે વરદાન;
એક મને સેવે દેવેશ, | પ્રજા તણે દીધો ઉપદેશ;
પાળે રાજ્ય વિવેક વિચાર, | આવે મુનિવર સનત કુમાર.
યોગે પામર મોક્ષ પમાય, | વચને વનમાં ચાલ્યા જાય;
અહોનિશ અંતરયામી રામ, | પૃથુ રાજા વિચર્યો નિજ ધામ.

દુહો.

પુત્ર પ્રાચી નરપતી તણા પ્રચેતસ તપ ધ્યાન,
નારદ વચને પામીયા રૂદ્રગીત વરદાન;
પિતા વૃદ્ધ વળી કર્મ જડ પામે નહીં પ્રબોધ,
નરપતીના સુખકારણ નારદ કહે સુબોધ.
તેર પશુ મળી મારીયાં નિર્દય પણે નરેન્દ્ર,
તે પાએ તુજ આવતાં ફરતાં વહાલાં વૃંદ;
કાપી સહસ ધીરથી વળી વેરી કેરૂં અંગ,
અંતરીક્ષે આવી રહ્યા લોહા સમા જે શ્રંગ.
દેખી બાળીને બીએ નરપતી વિસ્મય માન,
કથા મિષથી નારદ કહે અધ્યાત્મિક આખ્યાન.

ચોપાઈ.

નરપતી એક પુરંજન નામ, | નિજ અંતઃપુર તેનાં ઠામ;
મન વેગી હય શું ચડી તેહ, | સઘળા કોષ સંગાથે લેય.
સમ્યક સ્વર્ગીય લોક વિશાળ, | અનેક પેરે જોયું પાતાળ;
અવલોક્યા એક ન આવે શાન્ત, | મૃત્યુ લોક જોવા વળી ખાંત.

ફરતાં લક્ષ ચોરાશી ગ્રામ, ઠામે નહીં પામે વિશ્રામ;
ચાલ્યા સપ્ત દ્વીપે અનુસાર, રંગી તરંગી શું ઘોડા પાર
ઉત્તરે હિમગિરિ તણે દેશ, નગરી એક અનોપમ વેશ;
નવબારી શું નગરી વિસ્તાર, નકશી જાળી ગોખાકાર.
પાછળ સપ્ત ધાતુથી પ્રકાર, મન હરિયાળી વનસ્પતિ સાર;
ઘણી કોઠીશું વસમાં રાન, સરિતા વહે જ્યાં અહોદીન.
એક અધોમુખ નગરી દ્વાર, રક્ષપાળા ઘણા મૃત્યુ જનાર;
પૂર્વ પોળે વસે વાગીશ, છાજ્યાં શ્વેત ધ્વજા બતરીસ.
નાના રસ સુગંધી મહિમાય, ઢળતા ચામર વૈભવ વાય;
પૂજન અર્ચને દીપન સાર, હસ્તિ પદાતીને રક્ષણ કાર.
ચાર પદારથ પામ્યા જેહ, સર્વ પુરી થકી ઉત્તમ તેહ;
મુસ્તક પંચોને એક પ્રધાન, સેવકને આપે સનમાન.
હાટ પેંઠ ચોટાંય અપાર, મઠ મંદિરમાં લાભતાં પાર;
વિચિત્ર એક મોટો આવાસ, સોળે ક્ષણે ઉંચો આકાશ.
સકળ સુલક્ષણી તે મોઝાર, એકી વસે ગુણવંતી નાર;
સખી દસ સહિતા સોભે અનૂપ, ભાળી મનમાં રંજીત ભૂપ.
રાય ભણે ભામિની શું વાત, કોણ કહોજી તમારો તાત;
હું સરખો કો નહિં ભરથાર, જોડ જડે ભૂલતાં સંસાર.
મુજને સાંપડવા ભરથાર, તમ દરશન મન હરખ અપાર.

દુહો.

માંહો માંહ સંયમ કર્યું, નરનારીનો સંજોગ;
રાજા મોહ્યા કામિની, વસ્તે નાના ભોગ.

## ચોપાઈ.

માણેક કનક રત્નો ભંડાર, વીર યોદ્ધ સૌ મનવ્યાહાર;
ફરતા દિગવિજયી જગે જાણુ, ત્રિલોકે વરતાવતા આણુ.
એકદા મૃગયા રમે રાય, તમ વિણ ઘડી વરસ સમજાય;
ક્રીડા બન્ને કરતાં અપાર, દંપતી ભાવે પારાવાર.
સમય વનિતા જીતવા જેહ, જેમજ ચાહે પ્રિયતમ નેહ;
બેટા બેટી કે ઘર નાર, અવળા અવળી ચાહે કાર.
કો દાંન વર્ષ વહી ત્યાં જાય, કાળ ટાણું કોના સમજાય;
મરણ દુઃખ વિસરતાં જાણુ, યમ નિજમંદિર બેસતા પ્રાણ.
કામ ક્રોધ મત્સર અહંકાર, વિસર્યો પુણ્ય સમા જે વિચાર;
સબળપણે વેરી લોપાય, અવસર આવે ત્યાં કોપાય.
રાક્ષસી કન્યા જેની કાળ, દળને છાંડી પાથરે જાળ;
ત્રીણી ને ભડ નાયક તેર, ઘેરતાં નગ્ર વળી ચોમેર.
મારતા સેનાપતિ સરીસ, યુદ્ધે રાઉત જન એકવીસ;
બહુ યુદ્ધે બળ સેવકો હાર, કોટ કાંગરા જરજર ધાર.
પોળ તણાં છાજાં પાડેલ, ગોખને જાળી ઉજાડેલ;
કંપતા નગર નિવાસી લોક, રાજાના મન માંહે શોક.
રાણી તણે ઘટે નવ સાન, તાલાવેળી કરે પ્રધાન;
ભેળ્યું નગરને લોક લુંટાય, લડતા વીર સામા કુટાય.
મણિ હીરા ધન હેરી લીધું, જનને બારે વાટે કીધું;
મરતાં રાય તણે મન મોહ, વલ્લભ વનિતા નો જે વિછોહ.
પાપ જાળે અવતરે નાર, જનમ પુત્રી તણો વિદર્ભ ધાર;
એક સુભટ મોટા રાજેન્દ્ર, આપ્યું હેતે કન્યા દાન કેન્દ્ર.
સાર વિવેકી ભકિત ભગવાન તેડાવ્યા ધીરા દઈ માન;

પરિચર્યાએ પુરૂષ સ્વીકાર, | અહોનિશ વિષ્ણુ ધ્યાનમાં ધાર
પતિ ભકિતથી ભણીએ નિર્દોષ, | સાધુ સમાગમ પામી મોક્ષ;
સુણતાં દેવો એ સનમાન, | મુકિત પંથે કહે જે આખ્યાન.
રાજા પામ્યા આતમ જ્ઞાન, | ચાલ્યા નારદ આપ સ્વસ્થાન;
તપસિદ્ધિઓ પ્રચેતસ અપાર, | દક્ષ બાળક તેના અવતાર.
અહનિશ સેવે પુરૂષ પુરાણ, | અવિચળ પદ પામ્યા નિર્વાણ;
ભીમ વિસર્ગે ભણેલો ચાર, | દ્વાર જીવન ઉપસર્ગ વિચાર.
પૂર્ણ કળાથી સાર વિજ્ઞાન, | પવિત્ર કથાનક પંચ જે જ્ઞાન.

---

**श्रीशुकउवाच.**

इत्थानम्यतमामंत्र्यविदुरो गजसाह्वयं ॥
स्यानादिदक्षुः ययौज्ञातीनां निर्वृताशयः ॥ १ ॥



## इतिश्री चतुर्थ स्कंध

## कळा–५.

## संपूर्ण

ॐ

# श्रीमत् संगीत भागवत संक्षिप्त.

## पचम स्कंध.

## कळा छठ्ठी.

દુહો.

(૨) પાંચમે પ્રિયવૃત રાય તણો વંશ વરણુ વિસ્તાર,
મર્યાદા ત્રિભુવન તણી બહુ બોલે મન વિચાર.

ચોપાઇ.

( परिक्षितउवाच )

( १ ) प्रियव्रतो भागवत आत्मारामः कथं मने गृहेऽरमतय
न्मूलाः कर्मबंधः पराभवः ॥ १ ॥

પ્રિયવૃત રાજા તપ આચાર, નહીં ચિન્તા કંઇ રાજ લગાર;
ગિરિવર ગંધમાદન મોઝાર, મન ધ્યાએ શ્રીકૃષ્ણ મોરાર.
તાત કહે નાના ઉપદેશ, ગૃહ બંધન નહીં કરતા સ્નેહ;
મન આદેશ બ્રહ્માદિક દેવ, પળે ધન દેશ વિધિપુર એવ.
કીધા સાગર દ્વીપ વિવેક, તપ વૃત તીર્થ ધ્યાયે અનેક;
વિષ્ણુ ધ્યાને છાંડયા નિજ દેહ, હરિપદ પામ્યા રાજા તેહ.
આગ્નીધ્ર રાય શૂર કુમાર, નવનિધિ રાજતા જ્યાં ભંડાર;
તેહ તણા સુત ભરત નરેંદ્ર, પુત્ર પણે શું ગોવિંદ દેવેંદ્ર.
મેરૂ દેવ્યા તે તણી નાર, સાચે હૃદય વસ્યા મોરાર;

જનમતાં પુત્ર આનંદ અપાર, દેવ રૂષભજી અચ્યુત સાર.
યાગ દાન નાના વિધિ ભોગ, ભણતા સમ્યકે આતમ યોગ;
પુત્ર પેરે પાળે જગ લોક, દઇ ઉપદેશ ટાળતા શોક.
વાસવ સુતા જયંતી શું જેહ, રૂષભદેવ ઘર નારી તેહ;
શત સંખ્યાએ તેનાં સંતાન, તેમાં વડા ભરત અભિધાન.
તેહ વિષે નવ ખંડે નરેંદ્ર, ઉર્ધ્વરેતા શું નવ યોગીન્દ્ર;
એકાશી દ્વિજ દિક્ષા ચ્હાય, નામ નર પ્રબોધ કહેવાય.
પુત્ર અરે સાંભળ જે સંકેત, કારણો બંધન મોક્ષ સમેત;
થોડે કહેતાં રૂડો બોધ, સત્ય સ્વરૂપ વચને અક્રોધ.
દુર્લભ માનવી દેહ સુયોગ, જન વાંચ્છે બહુ વિષયા ભોગ;
પૂર્વ જનમ કરમ મહિમાય, ભવે તરતાં સુખ દુઃખો નાવ.
વિષયમાં શ્વાન શુગાળ મેષ, ઉંટ કબુતરે જીવન શેષ;
જ્ઞાન વસે જ્યાં માનવ દેહ, નહીં લે બોધ પશુ નર એહ.

आहार निद्रा भय मैथुनानि समानमे त्यशुभिर्नराणां ॥
ज्ञानं नराणां मधिको विसेषः ज्ञाने नहिनाः पशुभिः
समाताः ॥ १ ॥

ચોપાઇ.

તેહ તણા સુત ભરત નરેંદ્ર, અવતરતા જગ કારણ ઈન્દ્ર;
પાળે રાજ્ય યથા અધિકાર, અન્ત મમતા આડી અસાર.
તીર્થ જે ઉત્તમ ધ્યાન ઠામ, નદી ગંડકી જ્યાં શાળિગ્રામ;
આસુરી રહિત નિરંજન દેશ, તન મન તપ ધ્યાએ હ્રદેશ.
નાદ વ્યાળ હરિણી ને બાણ, ગર્ભ ગળ્યું દુઃખે છાંડે પ્રાણ;
બાળક કપુર તણાતે જાય, કરીને મમતા લીધું રાય.
રાત દિવસ તે ઉપરે મોહ, ક્ષણ એકે ન તેનો વિછોહ;
સેવા કરતાં ત્યાગે પ્રાણ, ધ્યાન બાળકના હરણે જાણ.
મમતા તણો સ્મરેણ વિલાપ, હરદમ રહે કહે આલાપ;

સરિતા ગળલકી છાંડે દેહ, | અવતરતા બ્રાહ્મણ ઘર તેહ;
પિતા ભણાવતા સમ્યક સાર, | મૂઢ મન નવ બોલે લગાર.
મુરખા જાણે નહી વિચાર; | મૌન મમતમાં શો અવિકાર;
આવ્યો ચોર અંધારી રાત્ર, | કાળીકાની કરતો જાગ.
નાહું પશું નહી લાસે ચોર, | સઘળે જોતાં રાત્રે ઘોર;
મર્જીને ભોજને અંકિત કાર, | કાળી શ્રી લે જીવન ધાર.
દેવીના મન માંહી તાપ, | જાણતાં એ વળગ્યો સંતાપ;
કહાડયું ખડ્ગ રોષે અપાર; | પ્રાણ રાયના લેતાં બ્હાર.

---

સિંધ દેશેથી રહુ–ગણ રાય, | કપિલ તણે ઘર ભણવા જાય;
જડ બ્રાહ્મણ વેઠે લેવાય, | શિબિકા અક* પકડીને જાય;
જાણે નહીં પાલખી ભાર, | નરપતિને શિખામણ પાર.
સાચે આમિષ પૂરિત દેહ, | મર્મ વચનો બોલ્યા તેહ;
વળગ્યો તુને પ્રમાદી રોગ, | ભીડ ભંજક શ્રવણ ગુણે યોગ.
જડ સરખું ઉન્માદીત ભૂત, | યોગી વચન કહે અવધૂત;
મોટુ દેહ વહે નહી જાણ, | બીજે અશ્વ પદાતી પ્રમાણ.
જન જોતર્યા સારથી દાણ; | છાંડો મિથ્યા ગર્વાભીમાન;
રાજા સેવક નમણે ન્યાય, | મહા અન્યાય તણો મહિમાય.
પંચ ભૌતિક કાયા તણા બંધ, | હું અને તેનો જાણે સંબંધ;
ભાર તારો આસન અપાય, | તેનો ભાર પાલખી જાય.
ભાર શિબિકા વહે છે સ્કંધ, | સહે હ્રદય ઉદરે કટી બંધ;
નાડી જંઘા રક્ત અસ્તિ જાણ, | તેનો ભાર ધરતી પ્રમાણ.
ધરતી ભાર વહે નાગેન્દ્ર, | મુજને ભાર નથી રાજેન્દ્ર;
સુખ દુઃખને લોભ ઉન્માદ, | ક્ષુધા તૃષાને તૃષ્ણા પ્રમાદ.
સુત નિદ્રામાં ભય લજ્જા હાણ, | શરીર ધને ઘણા ગુણો જાણ;
મમતા વળગે મોટો વ્યાધ, | પીણ્ડ પીડા શું કાંડા અગાધ.

---

* આંતરેતર.

જનમ જરા મૃત દારૂણ રોગ, તારણ ઔષધ આતમ યોગ,
જડનાં વચન સુણીને રાય, દીન વચન કર જોડી પાય;
ગુરૂ શ્રી મેં કીધો અપરાધ; પાપી અવગુણી મન અજ્ઞાત.
ઇંદ્રિ વજ્ર કે યમ દંડ ગમાર. શિક્ષાની શંકા નહીં લગાર;
અગ્નિ વરૂણ અવરોધી શૂળ, કાલીન કર્મે કુકર્મનું મૂળ.
બીજે બીજું તારા અપમાન; કરતો સરવે એ અભિમાન;
તુજને ક્ષમા કરે ભગવાન્ ગુરૂ ઉપદેશ અર્થ વરદાન.
સબ દેવ ના આપે દેહ, આતમ લાભે પૂરણ તેહ;
ભવ તણાં બંધન મોક્ષ ઉપાય. ભણે ભરત જડ શ્રોતારાય.

### વાણી.

થડ વિણ એક મહા વૃક્ષ ઉગ્યું પ્રસરી શાખા પંચ;
ત્રિવિધેથી વિસ્તારી પ્રપંચે અંકુર ફૂળ ફળીયું રંચ.

### ભવાટવી વર્ણન.

### ચોપાઇ.

અહીંરે અનુપમ આ સંસાર, છબી અજ્ઞાન તણી જોનાર;
દૃઢ વિશ્વાસે વિવેક વિચાર, જ્ઞાન ઘણેરૂં પ્રકાશ થનાર.
સ્વપ્ને ધન કંઇ સુખદ વિલાસ, ધરતા મનમાં કોઈ વિશ્વાસ;
જાગી જુઠે નવ દેખાય, વ્યાજ વટંતરે આશા થાય.
અમાવાસ્યા વાતથી રાત, ચંદ્રની સોળ કળા સુખ શાંત;
જળ નવ નદી બહુ વહે જાય, સરિતા પૂર ન પાછું સમાય.
વહુજી વહને અણઘટ બોલ, વિના ચરણ કો માનવ તોલ;
ફૂલતાં બહુ શું ફૂલ આકાશ, રતિ વિણ ઉગતો વસંત સુવાસ.
સસલાં ધરે જ્યાં શિંગ વિસ્તાર, નર બળીષ્ટ અજાણ્યા અપાર;
બોધ ભવાટવી મર્મ વિચાર, અણુક્ષતુ દિસશે ભાવી ધાર;
ભણે ભીમ શ્રી રામ પ્રસાદ, પામર વિરલા આતમ નાદ.

બ્રહ્મા મહિમા જાણે અપાર, સાર તણો નવ પામે પાર;
બાહેર અંતર તિમિર પ્રકાશ, માનવી રાખ રહંત ઉદાસ.
વચન વળી સાંભળ રાજેંદ્ર, કારણ હિત કહે યોગીંદ્ર;
પ્રપંચનાં મિથ્યારૂપે જાણ, રહેવા પ્રતિષ્ઠિત નીતિ વાણ.
આત્મા નિરંતર યોગી એહ, તજવાં ગર્વ મમત દ્વેષ દેહ;
જ્ઞાન વૈરાગ્ય ભકિત અનુસાર, વિચિત્ર વારતા સુણ મોરાર.
નૃપતિ પામ્યા આનંદ ધ્યાન, જડના નામ ભરત ભગવાન;
પ્રિય વ્રત વંશે ઘણોય વિસ્તાર, ગયા રાજા હરિ ભકત અપાર.
લક્ષ યોજન મધ્યે ઉંચો મેર, ચાર તેહનો પરવત ફેર;
ચહુ દિશે મહાગિરિવર આઠ, કૈલાસાદિક શોભે ઘાટ.

દુહો.

મેરૂ થકી ત્રણ ઉત્તર દિશા, ત્રણ દક્ષિણે પ્રચંડ;
એક પૂર્વ એક પશ્ચિમે, મધ્યે ઐલાવૃત ખંડ.

ચોપાઈ.

પૂર્વ દિશા ઐલાવૃત છેક, આંબુ મહા ઉલ્લાસે એક;
તે ફળ રસ જ્યાં અરૂણાપૂર સ્વાદ અમૃતમય ઔષધિનૂર.
દક્ષિણે તરૂવરે જાંબુવાસ, ફળ રસે જાંબુવતી નિવાસ;
જાંબુવતીથી નિપજે હેમ, ઘડતા દેવો ભૂષણ નેમ.
પશ્ચિમ સરિતા મધુમતી કલાંબ– ગાએ જીવ સુકૃતિ આલાપ,
ઉત્તરે નદી નિગોધ્ર નામ, આપે દૂધ દહીં ધૃત કામ.
વહેતાં ગંગા શ્રી બ્રહ્મલોક, તેના ચાર પ્રવાહ વિલોક;
શીતોદકી ચહુ દિશા પ્રચંડ, અલક નંદા મળે ભારતખંડ.

## દુહો.

નવખંડી નારાયણ તણી, નવ મૂરતિ શું જેહ;
ભદ્રાશ્વ ષટખંડો કરી, દેવો અનુક્રમે તેહ.

## ચોપાઇ.

ઐલાવૃત વિષે દેવ શાન્ત, | ઇશ ઉપાસે ઉમીયા કાન્ત;
ભદ્રાશ્વ હયગ્રીવ શુ દેવેંદ્ર, | ભદ્રશ્રવા ધ્યાએ એ નરેંદ્ર.
શ્રી નરસિંહ વર્ષ ખંડ માઝાર, | આરાધે પ્રેલ્હાદ મોરાર;
કેતમાલ મહા કામદેવ, | કમળા કરતાં તેની સેવ.
સમ્યકે મત્સ્ય દેવે તેમાંનું, | ઉપાસના મનુ ધ્યાને માનું;
હિરણ્યમય કોરમ અવતાર, | ભકિત કરતાં અર્યમા અપાર.
પૃથ્વી દેવી તું ઉત્તર માંહ, | અહનિશિ ધ્યાએ દેવ વરાહ;
કિંપુરૂષ ખંડ જે રૂદ્ર શ્રીરામ, | અધક્ષણ એક નમૂકે નામ.
ભરત ખંડ અતિશે મહિમાય, | નર નારાયણના શુભ પાય;
નારદ વળતા કરે પ્રણામ, | નવ મૂરતિ નારાયણ નામ.
કર્મભૂમિમાં ગણ ભારત દેશ, | તે મહિમા ઘણો પ્રચંડ વેષ;
પર્વત સરિતા સરોવર જેહ, | દેવ વાંચ્છે જનમવા તેહ.
સાતે દ્વીપો લક્ષણ વિસ્તાર, | સગોવડ ક્ષાર સમુદ્ર વિચાર;
સપ્ત સાગરથી ધરા નિર્માણ, | એકેકાથી દ્વિગુણ પ્રમાણ.
સૂર્ય ઉંચો લક્ષ યોજન એક, | સોમ નક્ષત્રો તારા વિવેક;
ભૃગુ બુધ મંગળે શનિ ગુરૂ ઋક્ષ, | શશિ લોકે તેર લક્ષ દ્વિઈક્ષ.
ઉપર તેથી વસે ધ્રુવ રાય, | ભકત મોધેરા વિષ્ણુ મહિમાય;
પેરથી બોલ્યા ઉર્ધ્વ લોક, | પરવત માનો લોકા લોક.
અતળ વિતળ સુતળે તળાતળ, | મહાતળ રસાતળ પાતાળ;
બળ બળભદ્રને વિષ્ણુ મહેશ, | અધિપતિ જળે વાસુકી શેષ.

## દુહો.

હવે નરક નાના ઘણાં, જન લક્ષે લક્ષો એહ;
બોલાશ સંક્ષેપે કરી, અધિકારી જીવ જેહ.

## ચોપાઈ.

રાત દિવસ પર પીડા કેર, | બોલમાં દુષ્ટ વચનથી વેર;
ક્રોધે કાયા પૂરિત જેહ, | તામિસ્ત્ર નરક પડે નર તેહ.
થાંપણ માંહે શુદ્ધ મન રાખ, | દેખતાં પર સંપત શુભ શાખ;
પરનારી અભિલાષી જેહ, | તામિસ્ત્ર અંધ પડતા નર તેહ.
ભૂત તણા જીવ હિંસક વીર, | કુડી સાખે પરાયા ધીર;
મા બાપુને *ઉવેખે જેહ, | રૈરવ નરક પડે નર તેહ.
પિતા પ્રયાગે ન તૃપ્તી લેશ, | મહા રૈરવે બ્રાહ્મણ દ્રેષ;
સાધુ પુરૂષને પીડે જેહ, | કુંભીપાકમાં પડતા તેહ.
છાંડેલાં શુદ્ધ સનાતન નામ, | નરકે કાળસુત્ર કુકર્મ કામ;
બોલે મર્મ પીયારા જેહ, | અસી પત્ર વન પામતા તેહ.
અહનિશિ કરે અકારી ઘાત, | વિષ્ણુ કથા નવ જાણે વાત;
તીર્થે વિઘ્નો આચરે જેહ, | નકર સુકર મુખ પામે તેહ.
પરધન હરતાં વેસ્યા સ્નેહ, | અંધકૂપ નરકે પડે તેહ;
કરતા પાતિક પાંચે જેહ, | કૃમી ભોજને પામે તેહ.
વેદ શાસ્ત્રોની નિંદા જેહ, | સંદશ દંદ શુકે પામે તેહ;
દુષ્ટ કૃત્યો ને દગાની ખોડ, | નાચ પ્રપંચી પશુ નિંદક જોડ.
ને દ્યુત ક્રીડા વલ્લભ જેહ, | વૈતરણી પામે નર તેહ;
દીન અનાથો દુભવે જેહ, | પડે સુકર મુખ નરકે તેહ.
સાટે બોલે કુડા બોલ, | પાછળ મૂકે ખોટા તોલ;
લેતાં અધિક દે ઓછું જેહ, | દારૂણ નરક પડે નર તેહ.

* ઉવેખે=રઝાડે.

| | |
|---|---|
| વૃત્તિ ભોગવે નવ કરે કામ, | છોડતા રણમાંહે સંગ્રામ; |
| સ્વામી મૂકી નાસે જેહ, | નરક અમેધ્ય પડે નર તેહ. |
| ચાદ ભણાવ્યાં આંકી યાદ, | અઠ્ઠાવીસમાં ચૌદે બાદ; |
| વાદ દુરિત વર્તન વિખવાદ, | માનવધર્મ વિસારી વિવાદ. |
| નરકે જીવ તે રહેનાર, | લક્ષ ચોરાશી ગ્રામ જનાર; |
| યોવને મદ પૂરિત અપાર, | સાસુ ઉપર વહુ દોષ અપાર. |
| સેવા છાંડે સ્વામી પ્રાણ, | નારો નરકે પાપી જાણ; |
| વ્યાધિ તણો નવ જાણે યોગ, | લોભી દુષ્ટ કરે મહા રોગ. |
| કૂડાં ઔષધ આપે જેહ, | પડે નરક ક્ષાર કર્દમ એહ; |
| પાપો વિપાક એ છે વિસ્તાર, | કો પેર તેનો કરૂં વિચાર. |
| યોગ્યા યોગ્ય માનવા એહ, | નરક તણા અધિકારી તેહ; |
| ભીમ ભણે પાંચમો વિસ્તાર, | છઠ્ઠી કળા પહોંચતાં સાર; |
| ત્રિભોવન મર્યાદા આધાર, | પ્રિયવૃત દેવ રૂષભ અવતાર. |



भूद्वीपवर्षसरिदद्रिनभःसमुद्रपातालदिङ्नरकभागणलोक संस्था ॥
गीतामयातवनृपाद्भुतमीश्वरस्यस्थूलवपुःसकलजीवनिकायधाम॥

ઇતિ શ્રી છઠ્ઠી કળા સમાપ્ત.

કલ્યાણમ.

શ્રી



ॐ

# श्रीमद् संगीत भागवत संक्षिप्त.

---

## स्कंध. ६

## कळा ७.

### श्लोक.

निवृत्ति मार्गः कथित आदौ भगवता यथा ॥
क्रमयोगो पलब्धेन ब्रह्मणाय दसंसृतिः ॥

### दुहो.

છઠ્ઠે મોક્ષનાં સાંભળો, ભક્તિ વિવેચન જેહ;
ઇંદ્રિ અજામિલ રાખીયા, સંકષ્ટ પડતાં તેહ.
બહુ નરક નાનાં સુણું, ભયભીત પરીક્ષિત રાય;
કરજોડી શુક વિનવ્યા, છૂટવા તણા ઉપાય.

### ચોપાઇ

વિદ્યા તપોવૃત દાન અનેક, | તીરથ સકળ ઘણા અભિષેક;
કૃચ્છ ચાંદ્રાયણે પુણ્ય અપાર, | પ્રાણ નિરોધન યજ્ઞ આચાર.
પાપ નાસવા તપો પ્રકાર, | બોલતા અનેક અમૃત સાર;
સમુળાં પાતિક જાએ જ્યાંય, | કુંજરે શૌચ સમોવડ જાય.

## દુહો.

નરકને દેખી માનવી, આચરતાં જગ કર્મ;
કહો ગુરૂ શ્રી કરૂણા કરી, આદિ અનોપમ ધર્મ.

## ચોપાઇ.

શુક ભણે સુણો રાજાં વેણ, જે મન રોષે દેખે નેણ;
રહે નહીં પાતક લવ લેશ, તે તુજને આપે ઉપદેશ.
નિરમળ નર નવ થાએ જેહ, પરાંગમુખ નારાયણ તેહ;
પવિત્ર નવ કરી શકે લગાર, સુરનાં ભાંડ ગંગાનાં વાર.
પેરે પાતિક સમુળાં જાય, સાંભળો તેના કહું ઉપાય;
વાસુદેવ નિજ ધ્યાન વિચાર, એક અનોપમ એહ પ્રકાર.
ઉત્તમ કથા પરીક્ષિત રાય, શ્રીવિષ્ણુ ભક્તિ કેરો મહિમાય;
સેવકે ભયભંજન ભગવાન, શ્રવણ તણાં ભજવાં આખ્યાન.
નામ અજામિલ બ્રાહ્મણ એક, જાણુતા પુણ્ય વિચાર વિવેક;
વેદ ભણે તપ સંયમે સાર, શમ દમ પાળે સત્ય આચાર.
માત પિતાના પૂજે પાય, પાત્રી લેવા વાડી જાય;
એક વાર દેખી વન નાદ, વેશ્યા શુદ્ર ચાલે સંવાદ.

अपूर्वोऽयं धनुर्वेद, मन्मथस्य महात्मनः ॥
शरीरं मक्षयंकृत्वं, भिन्नत्वंऽन्तर्गतंमन ॥ १ ॥

## દુહો.

વેશ્યા પાવક પરજલી, ને સૂર્ય ધન કયાં અંગ;
કામી ધન યૌવન દહે, જાણો દીપ પતંગ.
હાવ ભાવ નારીતણા, દેખી નયન વિજ્ઞાન;
વિપુલાંગી ત્રિવાડીનાં, મનમથ કેરાં બાણ.

## ચોપાઇ.

યોવન બળમાં ભરે અપાર, | વળતાં મનથી કરે વિચાર;
ચંચળ ચેતન આવતા ઠામ, | હૈડે પેઠો પાળી કામ.

जीतेंद्रियो भवेतसूरो, धर्मचारी च पंडितः ॥
सत्यवादी भवेदक्षो, दाता भूतहितेरतः ॥ १ ॥

શીલ પંડીત ને શૂર કુલીન, | જીતેંદ્રિય વીરો બુદ્ધિ પ્રવિણ;
અભંગ વિવેકશું શ્વાસોશ્વાસ, | હૃદયે વસે અનંગ ચોપાસ.
કારમો વેરી મન્મથ માર, | પંડિતજીને મનાવ્યા હાર;
ગાંધર્વ કિન્નર ગણ સતી સાધુ, | સુરનરો પન્નગ વિભુ આરાધું.
કામ કળિમાં અવગુણ ખાણ, | જન મન જીવ્હા જીવ પ્રમાણ;
હરે સર્વસ્વ સદા દુઃખ પૂર, | ભણે ગણે પામે સુર નૂર.
રણ સંગ્રામે સુભટ વીર ઘાણ, | મદ ઉતારે જે હસ્તી તાણ;
કંદ્રપ દ્રપ થકી હરિ નર જેહ, | વસુધા વિરલા દીસે તેહ.

क्रामेचंधा स्वमाहात्मान, स्तुएव पूरुषाः भुविते ॥
येस्तूषेन सुमीत्रेण । साधुयोवन संकटात् ॥ १ ॥

ધન ધન તેવા સાહસ વીર, | પંડિત શૂર ને વિચિક્ષણ ધીર;
આચરે વિઘ્ન વિના એ સંસાર, | યોવને સંકષ્ટ પામ્યા પાર.

## દુહો.

નર નારી ક્રીડા કરે, સ્થાનક જે એકાન્ત;
કદાએ જાશો નહી, જે નર વાંચ્છીત શાન્ત;
માત બ્હેન પુત્રી તણું, શયન આસન એકાન્ત;
તદા જન જાશો નહીં, જે નર વાંચ્છીત શાન્ત.
યોવનભર નારી વસે, સ્થાન જાણ એકાન્ત;
કદા જીવ જાવું નહી, જે નર વાંચ્છીત શાન્ત.

ચોપાઇ.

મોક્ષાર્થી નેશ્રીવિષ્ણુ સાથ, | નારી સંગત માંડે અનાથ;
આસને નિદ્રા એકે ઠામ, | ચિત્ર લખીના ન્યાળીશ નામ.
દરશન પુરૂષ તણું ચિત્તહાર, | સંસર્ગ ત્યાગી મન સંસાર।

दर्शनात् हरते चित्तं । स्पर्शनात् हरते बलं ॥
संभोगात हरते वीर्यं । नारी प्रत्यक्ष राक्षसी ॥ १ ॥

ભોગ જીવન ભક્ષણ કહે જાણુ, | નરક રાક્ષસી નારી ખાણુ.
લીલા હાસ્ય કટાક્ષે નેણુ, | લેઇ લજ્જાએ વદતાં બેણુ
પ્રેમ પ્રીતિનાં વચન વિચાર, | છળભેદે નર બાંધે નાર.

स्मितेन भावेन स्त्रीया जलयाभिषा । भ्रॅान्मुखैरर्द्धकटाक्षविक्षते ॥
वाचो भरोक्षा कलहेन लीलया । समस्तभावैः पल्लुबंधनं स्त्रिया ॥१॥

ભક્ષ ભૂષણ આચ્છાદન સાર, | લલુતાએ પુષ્પ સુંગંધી ભાર;
સ્ત્રી ચારી હરે અંશ રૂધીર, | સ્ત્રી યૌવન જીવન દુઃખ હીર.
બ્રહ્મા સરજતા નારી રૂપ, | વિરલ ડુબાવા કારણ કૂપઃ
બુદ્ધિ એહેથી બાંધી જાળ, | મુક્તિ મારગમાં આડી પાળ.
વચન એકી સત્યે ઉચ્ચાર, | પક્ષવાદ પળ નહીં સ્વીકાર;
સ્ત્રી સરખુ નવ કોમનો-હાર, | દુઃખનાં કારણુ તે સંસાર.

श्लोक—जलूका वत् स्त्रीयो प्रोक्ता । भक्षणाच्छादनाच्छनः ॥
क्षुधासन भृत्याश्रु । पुरुषं प्रपकर्षति ॥ १ ॥
जलूका रक्तमा · ते । [illegible]या तपिस्वनि ॥
पुनः स्त्रियो बलं मांसं । धन वीर्य सुधं गृहं ॥ २ ॥

દુહો.

રૂપ અછી નારી તણું, કહેતાં સમ્યકે સાર;
કારણુ કલેવરો ઘણાં, બોલીશ કરી વિચાર.

## ચોપાઈ.

શુક્ર શ્રોણીત પલમજા મેદ, અસ્થી ત્વચા નખ લાલ સ્વેદ;
પાંચ સાતનો મળે સંઘાત, કૃત ધન અશ્રુ પિત્ત કફ વતા.
વ્યાધિ જરા મૃત ભાજન પિણ્ડ, નવે છીદ્રો જર્જર નવ ખંડ;
નસો જાળે બાંધ્યા બહુ બંધ, મૂત્ર વિષ્ટા પાપ તન દુરગંધ.
નારી તણે એવું જે રૂપ, કામી જાણતા અમૃત કૂપ;
મનમથ પીડા એ મનશું કેર, જગનર નરકના પંથે ઘેર.
અનેક દૂષણ ભણતા જોઈ, કૂડકુટિલ ગતિ છાંડે કોઈ;
ભોગે ભયંકર વર્જીત કામ, યથા મેષ ગર્દભ વળી શ્વાન.
પરનારીના અવગુણ એહ, પાતિક પાંચે સરખાં તેહ;
સહેતા ઘણા પરભવે પિણ્ડ, પરલોકે મળે યમના દંડ.
બ્રહ્મચર્યે ઉત્તમ તપે જેહ, અષ્ટ વિધિએ નર પાળે તેહ;
જીત્યો જેણે સરવ સંસાર, મન શું તેને કરો જુહાર.

## દુહો.

નિંદા કીધી નારીની, નરનાં થાય વખાણ;
યદા રૂપ વનિતા તણે, તદા પુરૂષનું જાણ.
ગંધ ના જાણે પદ્મ, કમળ મુખ મકરંદ મોરાર;
જીવ સેવક ભક્તિ ભજે, મતિ મૂઢ સહુનાર.
સેવકના હિત કારણ, વળી દીધી શિખ સુરંગ;
બોલે યથા મુક્તિ શ્રવણ, ગણી પૂર્વ કથા પ્રસંગ.
અજામિલ વેશ્યા તણે, લાગ્યું જ્યાં મોહ અપાર,
રાત્રિ દિવસ ક્રીડા કરે, તજી કુટુમ્બ પરિવાર.
આણતાં ધન ધૂર્તપણે, વિનોદ કરતાં વિચિત્ર;
રમતાં રમતે સંતતિ, થઈ દશ તેના વળી પુત્ર.

નામે નારાયણ તણું, સઘળાં કહેતાં તેહ;
લાડ લડાવે પુત્રને, મા બાપુ વલ્લભ જેહ.

ચોપાઇ.

અજામિલ વેશ્યા ઘેર વાસ, બાંધતો બંધે આત્મા પાસ;
વરસ એંશી ને ઉપર સાઠ, જીવન એળે જાય અપાઠ.
તેવે પહોચે મરણ કાળ, જીવ લેવા યમ દૂત કાળ;
દૂત ભયંકર ત્રીણી વિક્રાળ, દારૂણ રૂપ સૌ સરખા ધાર.
દેખી ભય મન માંહે ધાર્યું, નામ નારાયણ સુત સંભાર્યું;
ગાજી કીધો સાદ અપાર, તત્ક્ષણ હરિ ગણ આવ્યા ચાર.

દુહો.

રૂપ અનોપમ તે તણાં, ગાઇએ ગુણી ગોવિંદ;
ધારી શંખ ચક્ર ને ગદા, હરિ સેવક શરણ મુકુંદ.
તે પૂછે યમદૂતને, કહો તમારૂં નામ;
કીહાં વસો કેવું કરો, ઠાકોર કેરૂં ધામ.

ચોપાઈ

ભણુવા ભાવિક ધર્મ શ્રી દૂત, પુણ્ય પાપો તોળો અવધૂત;
વળી પાપી જીવ હોયે જેહ, દંડ તેવાને કરતા તેહ.
સુણો હે *આયસી યમરાજ, તેને લેવા આવ્યા આજ;
નિષ્ઠુર પાપી કેરો એ પિણ્ડ, નર્ક માંહે નાખશે શતખંડ.
વચન કહે ગણ ત્રિભુવન તાત, રે સુણ યમદૂત એક વાત;
લોકો પીડવા તણો ઉપાય, શિક્ષા ભલી ભણાવીશ ન્યાય.
પટેલ પેરે કીધી સાખ, સાચે જુઠથી બોલ અસાખ;
લેખાં 'જુઠાણું' માંડે જાણ, ઘર ઉગારી ન આપે દાણ.
દૂતો ભણુવા શ્રી ધર્મ ધ્યાન, મુખે આપણે બોલ અમાન;

---

* આયસી=હુકમ-વેતરૂ. ૧ જુઠથી.

ઓળખો ભક્ત નહીં ભગવાન, કરતા પંડિતતણું અભિમાન.
યોગ સહિત જાણે જગનાથ, સર્પ તણે મુખ ઘાલવો હાથ;
પાછા વળો ભણી યમલોક, નહીં તો માર્યો જાવું ફોક.
મંત્રિ મંડળે જ્યાં ગરીબ આય, મણિધર મુસ્તક બેસવા જાય;
તેમનું કોઈ નહીં લે નામ, જેહને માથે સમર્થ શ્યામ.
પામતા પરમાનંદ સ્વધામ, મરતાં મન શ્રી ગોવિંદરામ;
હરદમ મનશું વાણી ઉચાર, મહા પાતિકો હરિ હરનાર.
વાલ એકી કેરે અંગાર, એરણ તણા સહેશત ભાર;
નામ અનેક ધ્યાન ગોપાળ, પાતિક પંચ હરતા તતકાળ.
સવિતા સહસ્ર કિરણે પ્રકાશ, અંધઃકાર તણો કરે વિનાશ.
એવાં નામ ભણો ગોપાળ, પાતિક પંચ હરતા તતકાળ,
જીવે શરણ એક શ્રી રામ, જીહ્વાથી નવ મૂકે નામ;
સ્પર્શ કરે નહીં કો જગ પાપ, તેહને પદ્મ પત્રે જળ આપ.
વદે સદા ગોવિંદ ગુણ ગ્રામ, બેઠાં અથવા કરતાં કામ;
શ્રી કૃષ્ણ ગોવિંદ હરિ મોરાર, શ્રી વિષ્ણુ નમને શાન્તીકાર.
જેની કૃષ્ણ કથા રસે પ્રીત, લજ્જા છાંડતાં ગાએ ગીત;
બારા ક્ષરમાં રોજે ધ્યાન, વિરલા ભેટે શ્રી ભગવાન.
સ્પર્શ કોના કરી શકે પાપ, તેહને પદ્મ પત્રે જળ આપ;
પાતિક કોટી જનમનાં બાળ, અહો નિશ શિવ વાણી સંભાળ.
ઇચ્છા વિના નામ જગનાથ, પાવક જેમ પકડતો હાથ;
બળવંતા જે કેસરી એક, યમ જીતે ગજ યૂથ અનેક.
ધ્યાને નામ ઘણાં ગોપાળ, પાતિક પંચ હરતા તતકાળ;
નામ હરિનાં દ્વિ અક્ષરે સાર, ભણે ભાવ ધરી એકવાર.
મોક્ષ મારગના ઉપર જેહ, કમવા કાછડ બાંધે તેહ;
સ્મરે જે વિષ્ણુ સદાએ જોઇ, અધક્ષણ એક ન વિસરે કોઇ.

स्मर्तव्यः सततं विष्णुः ॥ विस्मर्तव्यो न जातु चित ॥
सर्वे विधि निषेधस्तु ॥ रेतयोरेवै किंकरा ॥
यस्य स्मृत्याचना मोक्ता ॥ तपोयज्ञ क्रियादिषु ॥
न्युनं संपूर्णतां याति ॥ सद्यो वंदेत मच्युतं ॥ २ ॥

બીજા વિધિ નિર્દ્ધારીત જેહ, | સઘળા એમના કિંકર તેહ,
યાગ ક્રિયા શ્રાદ્ધાદિક કામ, | આચરતાં નાના વિધિ નામ;
ન્યૂનાધિકે સરવ મહિમાય, | હરિ સ્મરણે પરિપૂરણ થાય.
કહેશું વચન વળી એકાન્ત, | સકળ પુરાણે ઘણું સિદ્ધાંત.
દાન વૃત્તે તપ તીરથ વાર, | સમોવડ નાવે દેવ મોરાર;
જેને હૃદય વસે ભગવાન, | સાચી પ્રતિજ્ઞા પાળી ધ્યાન.
યમનાં લેખાં ગણે કૃપાળ, | જનમ મરણની ખડભડ ટાળ,
કહેવું એક શિખામણ સાર, | માનવી જો વાત આધાર;
પાપી સંગ ન ભણે મોરાર, | હરિ છાંડજો તે નરનાર,
રે યમ દૂત તણો જ્યાં માર, | ત્યાં વૈષ્ણવની થાએ વ્હાર;
મનથી પાછા વળો નિરાશ, | રાડ કરો યમ રાજા પાસ;
પેરે કથાનક શું અદભૂત, | ઉત્તર રહિત કર્યાં યમદૂત;
જીત્યા વાદ વળતા અમાપ, | જાતા સ્થાનક આપો આપ.
સાંભળો તે હરિ ગુણ સંવાદ, | અજામિલે ઉપજે વિષવાદ;
નિંદે મને યૌવન ધન ધીર, | ધિક વળી પુત્ર કલત્રે શરીર.
અહનિશિ ધ્યાને વિષ્ણુ મોરાર, | શ્રદ્ધા શમ દમ તપે આચાર;
તજ્યું કલેવર જ્યાં ગંગા દ્વાર, | અવિચળ પદ પામે આધાર.

દુહો.

દૂત ભણે યમ સાંભળો, ઉદ્ધવ હરિ ગુણ સાર;
આજ્ઞા લોપી તમો તણી, અમો મનાવ્યા હાર.
ધર્મ વળતા કહે વળી, વાણી અનોપમ એહ;

મન પ્રભુ અવર પુરૂષ, સમા વિષ્ણુ ભકતો નહી જેહ.
દૂત કહે લક્ષણ કહેશ જે જન ભક્ત મોરાર,
કદાચિત જોશો નહી, તેના વળી ઘર દ્વાર.
ધર્મ રાજ સેવકે કહે, શિખામણ ગણો સાર;
ભકત લક્ષણ વિષ્ણુ તણાં જે ભાખીશ કરી વિચાર.

ચોપાઇ.

ભૂત પ્રાણી ચિત્ત એકાચાર,
ગુરૂ મંત્રોનો નીત્યે વિચાર;
યથા લાભે સંતોષી જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
પરનારી દેખી મન માંહ,
માતા ભક્તિભાવ પુત્રી જ્યાંહ;
સદા વિચાર વિવેકી જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
સત્ય દયા ને તપ સંયમ સાર,
ક્ષણભંગુર જે જાણે સંસાર;
શમ દમ દાન દયા પર જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
ઇંદ્રિય તણા નવ વાંચ્છે ભોગ,
લાભા લાભ સંજોગ વિજોગ;
હર્ષ શોક નહીં આણે જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
કામ ક્રોધ તૃષ્ણાના વિચાર,
શ્રદ્ધા સહિત ધન ધર્મ આચાર;
મન અહંકાર ન આણે જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
પિતા પિતામહ પોષે માય,
વિપ્ર ગુરૂદેવ પૂજે પાય;
વર્ણાચારના છાંડે જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
રસના રામ નામ ઉચ્ચાર,
તુળશી માંજર મુસ્તકે ધાર;
તિલક કરતા હરિચંદન જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
ભજે ભૂધર નવે ભકિત ભેદ,
અર્પિત કર્મ આચરે નૈવેદ્ય;
અનંત આયુધે ભૂષિત દેહ,
વિષ્ણુ ભકતો નર ભણતા જેહ;
ગીતા ગંગાશ્રી પરમ જેહ,
વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ.
ગોપી ચંદન શાલિ-ગ્રામ,
અહ નિશ હૃદયે વસે શ્રીરામ;

વિષ્ણુ તણાં ગાએ ગુણ જ્ઞાન, વૈષ્ણવ જનને કરી પ્રણામ.
પૂરી દ્વારા શું વલ્લભ જેહ, વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ;
સાંભળતાં ગુણ યાદવવીર, હોય રોમાંચિત સર્વ શરીર.
નયણે નીર ઝરે નર જેહ, વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ;
પાંચ દ્રોહ પરધન નવહાર, મનસા વાચા કર્મણા કાર.
પર અપવાદ ન બોલે જાણ, વિષ્ણુ ભકત નર ભણીએ સુજાણ;
સંગતી સાધુ પુરૂષે સંસાર, કૂડ કપટ લોભો પરિહાર.
ક્ષમાવંત મને નિર્મળ વીર, વિષ્ણુ ભકતો નર ભણવા સધીર;
સદા સુકોમળ બોલે વેણ, કહે ન દોષ ન દેખી નેણ.
સરવ ભૂતોને વલ્લભ જેહ, વિષ્ણુ ભકતો નર ભણીએ તેહ;
વન વાવે નવ તુળશી થાણું, પરિહારો તે નામશું નાણું.
વિષ્ણુ કથા ના વંચાએ જ્યાંહ, રખે વરાંસે જાતા ત્યાંહ.
વૈષ્ણવ કુળનાં નહી સ્વસ્થાન, માય બાપ બાંધવે સંતાન;
સંગતી પ્રીતે નમન વિશ્રામ, દૂત ના લેશો તેનું નામ.
વળી કહેશ શિખામણ ધ્યાન, દિશ ન જાશો વૈષ્ણવ જ્ઞાન;
વચનોઃ વિચિત્ર પેરે અનેક, યમ સેવક ને કહે વિવેક.
ભણીએ ભક્ત વત્સલ ભગવાન, અનંત ઓળખવા હૃદય ધ્યાન;
કથા કહીશું તેવે દ્દષ્ટાંત. મુકિત અજામિલ પામ્યા શાંત.
ભજન યોગ કેરા દેવેશ, લક્ષણ મિષમાં કહ્યો ઉપદેશ;
કથાનક જીવ અંતરે ધ્યાય, પ્રપંચી સાધન જન છોડાય.
જેમ પોપટ શું વાણી ઉચ્ચાર, હૈયામાં ના આવે જાય;
વિષ્ણુ ભકિતનાં કહેતાં સહેલ, સમ્યક પેર કરતાં મુશકેલ.
શિખ અવર શું દાધી દેવાય, પાપી પાંતિ એક ન જાય;
ભીમ ભણે નહીં જાણું વાદ, છૂટશે વિષ્ણુ તણાય પ્રસાદ.

## દુહો.

દક્ષ રાયે તપસ્યા કરી, ઉપન્યા તનય પ્રમાણ;
નારદમે વચને કરી, જે મુક્તિ પામ્યા જાણ.
દશ હજાર બાળક યદા, નારદ શાપ વિચાર;
ભવ ભવમાં ભટકો તદા, શાન્તી નહીં લગાર.
સાઠ કન્યકા દક્ષની, મળી પરણાવી; મુનિ જન;
વૃદ્ધી થકી જગ વિસ્તર્યો, ઘણું દક્ષ તણું તે તન.

## ચોપાઇ.

વિશ્વરૂપ જે પુત્રી સુત જાણ, | દેત્ર પુરોહિત ભણે સુજાણ;
દીધું હિત કરીને સહુ દેશ, | કવચ શ્રી નારાયણનું શેષ.

## દુહો.

ઇંદ્રે તેનો વધ કર્યો, ઠર્યો હત્યા પ્રતિકાર;
સ્રી તરૂય બાળ બ્રહ્મ હત્યા, આપ્યાં સ્થાનક ચાર.

## ચોપાઇ.

ઉપજેલ વત્રાસુર જે નામ, | વાસવ થકી માંડયો સંગ્રામ;
અસુર મારતા વજ્રથી માર, | આયુધે *અસ્ત દધિચિ ધાર.
તે બળમાં ભક્તિ જ્ઞાન અપાર, | બોલ્યા વચન વિવેક વિચાર;
તે વધથી પાતિક પ્રતિકાર, | પૂર્વ જન્મની કથા અવતાર.
બ્રહ્મહત્યા પાપથી ભયકાર, | શ્રી વિષ્ણુ વિભુ રક્ષતા અસુરાર;
નરપતી ચિત્રકેતુ ત્રૈલોક, | પુત્રતણો તે પામતો શોક.
રૂષિ નારદ અંગીરા થનાર, | જ્ઞાન વિશેષે કોમળ સાર;
જીવ તણા નિજ વચને બોધ, | નારદે આપ્યો મંત્ર પ્રબોધ.
સંકર્ષણ ધ્યાનેથી આલ્હાદ. | તેહને કીધો બહુ પ્રસાદ;
આપી વિદ્યા પરમ તત્વ ભેદ, | કાળે પામતા સિદ્ધિ અભેદ.
એક વાર પામ્યો કૈલાસ, | હસ્યા દેખી લીલા વિલાસ;

*અસ્ત=અસ્થીં=હાડકાં.

શાપ શું પારવતી આધાર, પામ્યો યોની તેજ વિચાર.
ઉત્પતિ એ દિતિ ઉદર નિવાસ, મારૂત ગણ ઓગણપચાસ;
પુંસવન વૃતે કશ્યપ ભગવાન, કહેતા વચને મુલ વિધાન.
ભીમ ભણે સાંભળવાં એહ, જનમ પાતક છુટતાં તેહ;
છઠ્ઠા સ્કંધેથી વચન વિખ્યાત, કળા થાય શું એટલે સાત.

श्री

तुष्टाः यच्छांत समस्त कामा ... ोमावसान हुत भुक्
श्रीहरिश्व ॥ राजन्न ... जन्म पुण्यं दिते व्रतं चाभि
हितं महत्ते ॥ १ ॥

इतिश्री सातमा स्कंध

कळा सातमी.

संपूर्ण.



ॐ

# श्रीमद् संगीत भागवत संक्षिप्त.

---

## कळा आठमी.

श्लोक.

ना[illegible]

एकदा ब्रह्मणः पुत्रा विष्णो लोकं यदृच्छया ॥
सनंदनादयो जग्मुश्चरंतो भुवन त्रयं ॥ १ ॥

દુહો.

સાતમે પ્રેલ્હાદ તણે ભણી, ભકિત યોગ ભગવાન;
હિરણ્ય કશ્યપ મારીઓ, બોલીશ તે આખ્યાન.
યુદ્ધ દેખતાં શિશુપાળની, સુણો યુધિષ્ઠિર વાત;
મુનિવર નારદ પૂછીઆ, કહું વૃત્તાન્તે વાત.
નારદ ભણે કથા કહો. સુણો યુધિષ્ઠર રાય;
કૃષ્ણ શરણું એ પામીઆ તેહતણો મહિમાય.

ચોપાઈ.

એક વાર સનકાદિક ચાર, | પહોંચતાં વૈકુન્ઠ મોઝાર;
વારતા જાતાં મન સંતાપ, | જય વિજયને આપતાં શાપ.
રૂષિ વિનવતા બે મન ભાવ, | દેતા ઉપર અનુકંપા નાવ;
પામશો હરિપદનાં વિશ્રામ, | ત્રિજે જનમે તમારૂં ઠામ.

## દુહો.

હિરણ્ય કશ્યપ હરિણ્યાક્ષનો, પ્રથમ જનમ ભૂપાળ;
બીજે રાવણુ કુંભકરણુને, દંત વક્ર શિશુપાળ.
વધ દેખી શિશુપાળનો, માતા પામી શોક;
પુત્ર વચન બહુ બોલીયાં, કીધો તેહ વિવેક.

## ચોપાઇ.

હિરણ્ય કશ્યપ મન કરી વિચાર, તપ માંડે અતિ ઉગ્ર અપાર;
રહે નિરંતરે વન મોઝાર, તજ્યાં ભોજન અન્નને વાર.
એમ કરતાં ઘણુા દિન થાય, કાયા નખ કેશ શ્વેત ત્વચાય;
બ્રહ્માજી આવે અંતર ધ્યાન, વરમ બુધ્ધિ માગે તું વરદાન.
ઘેર બહાર ધરા મોઝાર, દેવો અસુર પન્નગ નરનાર;
સૂકુ લીલે દિવસ કે રાત, મુજને મરણુ ન આવે તાત.
માગે વળી આપ્યું વરદાન, બ્રહ્મા હવા દેઈ અંતરધ્યાન;
હિરણ્ય કશ્યપ આવ્યો હરખીત, વેગે વર મેળવી અજીત.
કોપ કરી ચાલ્યા અસુરેંદ્ર, યુદ્ધો કરીને જીત્યો ઈંદ્ર;
કાઢયા દેવ ધરાને કાંઠ, નાઠા દેવ જાએ વૈકુન્ઠ.
કેશવ હરિ શું કીધા પ્રણુામ, કર જોડીને વિનવ્યા શ્યામ;
હિરણ્ય કશ્યપથી ત્રાસ અપાર, સાચે શચતા વિશ્વાધાર.
વિષ્ણુ કહે સાંભળજો દેવ, કરીશું કામ વળો તમ એવ;
સાધુ દ્વેષ જે ધરશે આપ, મરણુ પામશે પાપે તાપ.
હિરણ્ય કશ્યપ જે બળે અપાર, મારી માર મનાવ્યા હાર;
જીત્યા સુરનરો પન્નગ લોક, પાળે રાજ્ય ન્યાયી ત્રિલોક.
સુત પ્રેલ્હાદ વડો જે રાય, ગુરૂ પુત્રો ઘેર ભણુવા જાય;
પિતા પ્રસંગમાં પૂછે વાત, શું શું ભણીયા કહોને તાત.

# नृसिंहावतार



**नारदउवाच**

एवं सुरादयः सर्वे ब्रह्मरूद्रपुरः सएः
नौपैतु मएकन्मन्युसंरभं सुदुरासदम् ॥१॥

વળતા વચન કહે પ્રેલ્હાદ, | ન કરી જાણે કૂડો વાદ;
નહીં મૂકે પળ હરિનાં નામ, | સાચી વિદ્યા શ્રી રામ નામ.
કથા કીર્તન હરિ તણો સાર, | હરપળ ભજવા તણો પ્રકાર;
અર્ચન પૂજન સેવા ભેદ, | સુક્ષમપણું વળી આત્મ નૈવેદ્ય.
ભણુવી ભકિત નવધા મોરાર, | ભણુવામાં સરવે એ સાર;
સાંભળો સાચે બોલું તાત, | રૂચિ નથી મજ બીજી વાત.
પિતા ભણેરે સુત બહુ કાળ, | દે છે શિખ તને કોણુ હાલ;
વળી વારૂં બાળકે સંગ્રામ, | વળી કયાં લે છે તેનું નાગ.

त्र [illegible]ष्णा रसषस्य ॥ जगन्मयो इदिच्छिता ॥
नंमृछे परमात्मानं ॥ नातः कः केनइक्षते ॥ १ ॥

બાળપિતાને વધતો વાદ, | શ્રી વિષ્ણુ વિના ખોટો સંવાદ;
હરિતારક જળે સ્થળે જાણુ, | શિક્ષા આપે વ્યાપક એધાણુ.
અસુર કહે રેતું નિષ્ઠુર બાળ, | અવતરીઓ તું મારો કાળ;
પિતા વચન મનમાં નવ ધ્યાન, | વેરી પક્ષે અનુસરે જાણુ.
વૃતદાન તપ તીરથે નેમ, | ગ્રંથનાં પોથાં થોથાં તેમ;
મુકિત સંપતિ શું વાંચ્છના તાત, | ગુણુ ભણુજો ગોવિંદ દિનરાત.

किंतात वेदशास्त्र चिंतनै, तीर्थैसमरतैरधिक मयोजनैः ॥
य[illegible]न्मना वाच्छसि मुक्ति संपदा, गोविंद गोविंद [illegible]टनरंत ॥ २ ॥

હિરણ્ય કશ્યપુ ધસે ધરીરોષ; | રીસે રાતું થાય બેહોશ;
તેડયા સેવક કીધો સાદ, | ગોંધો ત્રાડો લેઇ પ્રેલ્હાદ.
વચન સુણી લઇ ચાલ્યા જેહ, | ગિરિ ગવ્હર જળે નાખ્યો તેહ;
વૃક્ષ શલ્યા અસી આયુધમાર, | ભકતને પીડ ન થાય લગાર.
પરાભવે મદિષી ગજ વ્યાળ, | વિષ હળાહળ પાવકે જ્વાળ;
વજ્રમયીના પ્રહારો જોય, | રક્ષા કરે સ્વામીશ્રી હોય.

अरिर्मित्रं विषंपथ्यं । अधर्मे धर्मतां व्रजेत ॥
त्वयिनुष्टे जगन्नाथ । विपरिते विपर्यय ॥ ३ ॥

પાછો આણુતા રાજદ્વાર, દાસ ભણે સ્વામી અવધાર;
અનેક પેરે દુભાવ્યું બાળ, કો ટેકી લાગી નવ કાળ.
ગુરૂ ઘર મૂકે ભણવા એવ, રાજનીતિ ભણાવશો દેવ;
મોટા રાજા શ્રી વિષ્ણુ વેદ, ભવે ભયભંજન દેવનાભેદ.
તેહની નીતિ ભણે પ્રેલ્હાદ, છાંડવો બીજો વિદ્યાવાદ;
એક વારે જ્યાં શૂન્ય નિશાળ, તેડયાં સઘળાં નાનાં બાળ.
સર્વને શિખવ્યા શ્રીગોપાળ, બીજું સઘળે આળ પંપાળ;
વળતાં બાળક બોલ્યાં સાર, સાધવા વરણે સુત્ર વિચાર.
ભેદ જાણુવાને સહુ ધ્યાન, અક્ષર ભણી શું બાવનજ્ઞાન;
ભણુતાં એક પ્રેલ્હાદ સૂત્ર, તમો ભણો છો એહ કસૂત્ર.
સાચે વરણુ વ્યાપક નિર્વાણુ, અક્ષર નહીં તે આક્ષેપ જાણુ;
નારદ તણાં વચન બહુ સેવ, સુણ ઉપદેશ કહેવી ટેવ.
બાળપણે સેવા દેવેશ, વિષયા વ્યાપે યૌવન વેષ;
રાગ દ્વેષે તૃષ્ણા અહંકાર, મત્સર ગર્વથી હરખે અપાર.
માણુવો કામ ક્રોધ વિલાસ, આશા બંધમાયાના પાસ.
મુસ્તકે ફરજ સમો જે ભાર, ચિન્તા વ્યાકુળ ગ્રહી વ્યાપાર;
વિષ્ણુ કથા નહીં સાંભળ નાર, મન મર્કટી ચોદશ ભમનાર.
છાંડી જાએ જોબન વેષ, પછી જરા વળી મર્ણ પ્રવેશ;
દોષ જાર પિશાચ અગાધ, મળી આવતો સઘળો વ્યાધ.
ગતિ ઉંબર ડુંગર શું આકાર, બળે બુદ્ધિ પુરૂષારથે હાર;
ઢીલી ત્વચા નખ શ્વેત વાળ, મુસ્તક કંપતાં નેત્ર બેહાલ.
વ્યગ્ર શુદ્ધિ એ વળી જર્જર ગાત્ર, શોક મોહ પીડા દિન રાત્ર;

સંબંધી આદર પારા વાર, | સ્વાર્થે ઝાઝો બહુ તરેવાર.
ભૂખ્યાં તરસ્યાં નહીં સંભાળ, | બળદ ઘરડે નાથ જ્યાં ભાળ;
મન જાણે હું ઘર ધણી શેઠ, | વળગી પાપીણી બહુ ઠેઠ.
પહોચી આવે મરણ કાળ, | માયાવી આવરણ શું જાળ;
યૌવન જરા મરણ ભય પાસ, | વળી અધો મુખ ઉદર નિવાસ.
સ્વર્ગ ધરાયં પુનરપિ પાતાળ, | જાણે રેંટ તણી ઘટ માળ;
પેરે ફેરા ફરે અપાર, | ભવ સાગર નવ લાભે પાર.
સાંભળ સાચી વાત સુજાણ, | વિષ્ણુ વિના છુટકો ના પ્રાણ;
ક્ષણ ભંગુર એ માનવી દેહ, | નીતિ સદોહિત આત્મા નેહ.
એકી અનોપમ સર્વા–વાસ, | સત્વ સનાતને જ્યોતિ પ્રકાશ;
અનંત અંતરયામી રામ, | બીજી વિધા પરહર નામ.
પેરે વચન વિવેક અપાર, | હરિ ઓળખવા તણો પ્રકાર;
દયા કરી દેતા ઉપદેશ, | સઘળા કીધા આપે વેશ.
આવ્યા ગુરૂ દીઠો પ્રેલ્હાદ, | કરો નહીં કૃષ્ણ કથા સંવાદ;
અંતર માંહે વિમાસણ થાય, | પગ તણી જવાળા શિરે જાય.
પાપી કબંધ તે ફૂડું ધાર્યું, | એકે વેણ મનના વિસાર્યું;
વણસાડતો સઘળી નિશાળ, | રોષ ધરીને દીધા ગાળ.
લેઇ ચાલ્યા હાથ લાચાર, | રાય આગળે રાડ અપાર;
બનેલ વાતે કરે વિદાય, | શિખ અમારી નકામી જાય.
હિરણ્ય કશ્યપુ કહે દુષ્ટ બાળ, | મારો ભય જાણ જે વિકરાળ;
બાળ જાણી તારો અકાળ, | મર્ણ તણો હવે દેખે કાળ.
અંતરયામી મારે શ્યામ, | રૂંધેલા ભય કેરા શું ઠામ;
પુત્ર વિચારે તું કૂડો ભાવ, | સાપ બાંધુ કાં લોહ ધખાવ.
મુગો રહેશે તારો શ્યામ, | હું હમણાં ટાળીશ તુજ ઠામ;

તાત હરિ પ્રેલ્હાદ અવધાર, કાળ સાપ કહે સો સંસાર.
યમના મારે નવ છૂટાય, ઓળખે હરિ છુટકો થાય;
એ વચને ઉપન્યો વિખવાદ, ક્રોધ કરી સાહ્યો પ્રેલ્હાદ.
મારવા લઈને સ્થંભે જાય, કીડી હાર સ્થંભે દેખાય;
કહ્યું સ્વામી તારો પ્રેલ્હાદ, ગાઢો ગાજી દેજે સાદ.
છુંદી મારો વિદારો દેહ. દેખશું આડો થાશે તેહ;
મારો સ્વામી કૃપા નિધાન, સ્થાવર જંગમ વ્યાપતો ધ્યાન.

भूतानि विष्णु र्भुवनानी विष्णु, र्वचनानि विष्णुर्गहनानि विष्णु॥
रात्रौ दिवाश्रो पूरुषेषू विष्नु, यद्यस्ति नास्ति ततोऽपि विष्णुः ॥१

સાચુ વચન કહે જીવ એહ, સ્થંભ માંહે બેઠેલા તેહ;
તારો સ્વામીન સબળ અપાર, જાણુશું કરશે તારી વાર.
તેડી તે ટાળે દુઃખ સાલ, બુદ્ધિ બગડતી મૂરખા બાળ;
ઉઠયો અસુર કરીને ક્રોધ, રક્ત લોચને બળવંત યોધ.
વજ્ર સમો તાણે શું તરવાર, વેગે ધસતો તે નિરધાર.
ધ્યાએ નીતિ મનશું પ્રેલ્હાદ, સ્વામી મુજને કરો પ્રસાદ;
બઈ સાચું પત બહાનાં રાખ. શ્રી વિષ્ણુ ભક્ત છેહાય અપાંખ.

प्रतिज्ञा तव गोविंद । मद्भक्तोना विसीदती ॥
एवं संस्मृ संस्मृत्य । संन्ध्यामाणा रयाम्यहं ॥ २ ॥

શ્રીપતિ સેવક વાણું વાદ, વેગે આવ્યા જાતાં નાદ.
ફૂટયો સ્થંભ દેખાયા નાથ, પ્રગટે રૂપ નરસિંહ અવતાર;
કોપતા શ્રી નરસિંહ અથાગ, દ્વાર મંદિર વળી સંજ્યા લાગ.
ગર્જના કરતા ગંભીર શોર, દેવ અસુર છુપાતા ઠોર.
ગહ્વર ગુફા કાળ મુખે જાણુ, જળ હળે પાવક બેહુ નેણુ;

કરનખ દાઢ દેખું વિકાળ, યમ શું જાણે પહોચે કાળ.
શંકાત્હદય અસુર તણે મોહ, નાઠો પેરે હરણ વિછોડ;
ઝડપી ને લીધો જગનાથ, ચઢયું કપોત ખેંચાયા હાથ.
પડતા પછી ઉછંગે તેહ, નખથી વલુર્યો સઘળો દેહ;
પીતા રૂધીર ફાડતાં પેટ, નાખતા ખોળા થકી હેઠ.
કીધાં જુજવાં અંગ એધાણુ, માંસ મેદ ફેંકયું અસ્ત જાણ;
ગળામાં ઘાલી અત્ર જાળ, સોહે યથા કમળની માળ.

## દુહો.

વપુ દેખતાં નરસિંહનું મુનિવર સુરનરો નાર,
નહીં કોઇ આવતા આસન ઉગ્ર રૂપ અપાર;
દેવો ભણે શ્રી સાંભળો સંતોષો નર ભૂપ,
કહે કમળા કેમે કરૂં વળી બીહું એનું રૂપ.
કોપ વિભુ નરસિંહ તજો શ્રી સ્વામી ચહું પ્રસાદ;
કર જોડીને વિનવતા સ્તવન કરે પ્રલ્હાદ.

## દેશાષ.

તું હરિ એક સનાતન ભક્ત વત્સળ ભગવંત હો;
સર્વ ભૂત હૃદય વસે અંતર યામી અનંત હો.

## ચોપાઇ

કર જોડીને પ્રલ્હાદ વાદ, કરૂણા નિધિ નરસિંહ સંવાદ;
સચરાચર વ્યાપે તમ રૂપ, ભક્ત કારણ અવતારે ભૂપ.
મુનિવર દેવ અસુર નરો નાગ, સતી યોગીંદ્રે લોક વિરાગ;
સેવે કિન્નર વિદ્યાધર દેવ, ચરણ શર્ણ ધ્યો શામ તતખેવ.
રૂપ જે સંભવે એક અનેરૂ, વિરાગો ક્રોધ ભયંકર કેરૂ;
બીમ ભણે પ્રેલ્હાદ સનાથ, કરૂણા કરતા નરસિંહ નાથ.

ચોગેશ્વર સાવરણિકે દેવ, ઇંદ્રિ સાવરણિક બ્રેહદ એવ;

ત્રણે કાળે મનવંતર ચાદ, તેને કલ્પ કહે છે ભેદ.

મહા પ્રલયે ડુબેલા વેદ, તારભ સપ્ત રૂષિને અભેદ;

મનુષ્ય દેહને સિદ્ધ ચોગીંદ્ર. શોધતા સૃષ્ટિ કળા મનું ઇંદ્ર.

પરમાણું થકી શાસ્ત્ર સંવાદ, મહા કલ્પ વિકલ્પ વધતા વાદ;

નૈતિક શ્રદ્ધા નવ કર્મ વિસાર. અંશે છાયા અંશ જે ૐકાર.

શાખા ધર્મ પાંચ જે પ્રસાર, દેહ રથ સમા જીવન કાર;

ભાવ દ્વૈતથી આચરનાર, ત્રણે સ્વપ્નોથી તે તરનાર.

ચાર વર્ણાશ્રમ ધર્મ વ્યાપાર, ત્રીસ લક્ષણથી કરો વિચાર;

બ્રાહ્મણ શૂદ્ર ક્ષત્રીને વૈશ્ય, સાનુકુળ રહે સરવે અવશ્ય.

વર્ણાશ્રમોથી વરણ વિશ્રામ, પાળે આશ્રમ ધર્મનાં ધામ;

સંન્યાસીને સિદ્ધોનાં ગીત, એક રૂપથી મતિતણી રીત.

મોક્ષ નિરૂપણ થકી સુખ ધામ, બળિ જીવે શુક્રાચાર્ય કામ;

લલુતા જગની માન અકાર, શંકર મોહ્યા મોહિનીસાર.

શ્રાદ્ધ દેવ ઘણા મનુ વિખ્યાત, બાળક સાતમા સૂર્ય તાત;

વૈવસ્વત મનુ જે પુત્રો જેહ, ગણેલા અદિતિ અંશથી તેહ.

મનવંતર જે આઠમો થાય, મનુ સાવર્ણિકથી કહેવાય;

પુત્ર વીરોચન જે બળિરાજ, સાત રૂષિને મનવંતર કાજ.

સાર્વભૌમ ચાચો અવતાર, લઇ ઇંદ્રાસન બળિ દેનાર;

દક્ષ સાવર્ણિક મનુ ઓળખાય, જનમ્યા રૂષભ દેવનર રાય.

બ્રહ્મા સાવર્ણિક મનુ દશમાય, જનમ્યા વિશ્વકસેન તનુ ત્યાંય;

વરણિ ધર્મ સેતુ રૂદ્ર સૌ જાણ, જોયું સ્વધામ શ્રીહરિ પ્રમાણ;

વિવિધ વચન બોલે જગદીશ, શ્લોક ચાર ઉપજે ચાલીસ.

પ્રસન્ન હવા કીધોય પ્રસાદ, અવિચળ પદ પામ્યા પ્રેલ્હાદ;

| | |
|---|---|
| સેવક યશ દેતા મોરાર, | આગે ભકત યથાત્રિપુરાર. |
| દસ અધ્યાયે બોલે વિસ્તાર, | શ્રી નરસિંહ વિભુજી અવતાર. |
| ધર્મમાં વર્ણાશ્રમ સદાચાર, | એકાદશમે મર્મ આચાર; |
| શ્રદ્ધા સહિત આચરતા જેહ, | ભવેભવ બંધન છુટતા તેહ. |
| સત્ય દયાએ તપ સંયમ સાર, | શમદમો શ્રદ્ધા ક્ષમા વિચાર; |
| મૌન અહિંસાને અર્ચન યાગ, | વિદ્યા ધન બ્રહ્મચર્ય થકી ત્યાગ. |
| સાધુ એ સતસંગતી સંતોષ, | સરવ ભૂતો ને ભણશું દોષ; |
| અન્ન વિભાગે યથા વિધશેષ, | પૂજને પુરૂષોતમ વિશેષ. |
| કીર્તન શ્રવણાદિક મન ધાર, | નવ વિધ ભક્તિએ વિષ્ણુ સ્વીકાર; |
| જેને લક્ષણ હોય બતરીસ, | તે નર પદ પામે જગદીશ. |
| આગળ અધ્યાયો ભણ્યો ચાર, | આતમ શ્રવણ તણા આચાર; |
| ગ્રહસ્થ પુરૂષના મોક્ષ ઉપાય, | બોલવા તે તેના મહિમાય. |
| ભીમ ભણે ગુણો સ્કંધે સાત, | દક્ષવંશોના મહિમા પ્રસાદ; |
| રૂપક સોળને આગળ સાઠ, | અર્ધ કળા એ કળા થઇ આઠ. |

सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमोदमः ॥
अहिंसा ब्रह्मचर्यंच त्यागः स्वाध्याय आर्जवं ॥ ?

## इतिश्री सप्तम् स्कंध

### कळा अष्टमी.

### संपूर्ण.

श्री

કલ્યાણમ.



ॐ

# श्रीमद् संगीत भागवत

# संक्षिप्त.

## स्कंध अष्टम.

## कळा नवमी.

### પ્રારંભ.

---

तत्रेंद्रोरोचनस्त्वा सोद्देवाश्चतुषितादयः ॥

ऊर्जस्तं भादयःसप्तऋषयो ब्रह्मवादिनः ॥ १ ॥

આઠમે ઉત્તમ કથા કહું ઉત્પત્તિ ચૌદે મનુ;
ગજ મોક્ષે સાગર મથનને બળિરાજા બંધન.
પહેલી સંખ્યા મનુ તણી, પછી ગજ મોક્ષ જેહ;
સમુદ્ર મંથન બળિબંધન, જે કહીશ અનુક્રમ તેહ.

પ્રથમ મનુ સ્વાયંભુવ જે રાય, સ્વારોચિષ ઉત્તમ મહિમાય;
તામાસ ને વચક્ષુષ જેહ, શ્રાદ્ધ દેવ સાવર્ણિક એહ.
દક્ષ બ્રહ્મા શ્રી વળી ધર્મનરેંદ્ર, ભદ્ર દેવને સાવર્ણિક ઈંદ્ર;
કરતા ચૌદે મનુ સુખરાજ, બ્રહ્મા કેરા દિન એક કાજ.
અગસ્ત ઋષિના શાપ આધાર, દારૂણ મૂઢ યોનિ અવતાર;
પામ્યા ઈંદ્ર દમન તે રાય, છુટે બોલીશ તે મહિમાય.
પર્વત મોટો ત્રિકુટ જગ જેહ, શત યોજન વિસ્તારમાં તેહ;

સોના રૂપા તણાં સુખધામ, | વાસ વસે દેવો આશ્રમ.
પારિજાતક કલ્પદ્રુમે આંબ, | શાળરાણુને તમાલ કદંબ;
જામ્બુ લીમ્બું બીજોરી દ્રાક્ષ, | કોફળ ફણુસ બીલી રૂદ્રાક્ષ.
વડ પીપલો આંબલી ઝાડ, | ગૂંદી ગુગળ કોઠી તાડ;
ખેર ખજુરી દાડેમ સાર, | જંબીર બદરીય દેવદાર.
ચંપો ચારોળી ઘણા છોડ, | કેળી કરેણીને અખોડ;
અનેક વૃક્ષો વિચિત્ર અપાર, | શોભે વનસ્પતિ ભાર અઢાર.
નિર્મળ નીર સરોવર સાર, | અતિશય ખીલે કમળ કલ્હાર;
દેખી ઉત્તમ તેહ તડાગ, | પાણી પીવા આવ્યો નાગ.
યુથ સહિત શોભતો ગજ દેહ, | પર્વત સરીખા દીસે તેહ;
જોઈ જળ અને મૂકયો પાગ, | બાંધતો નાગ પાસ અથાગ.
હસ્તી દિશા લેઇ વન જાણ, | કરતો ગ્રાહ સરોવર તાણ;
તાણા વેલી કરે ગજ જેમ, | નિર્ધન પુરૂષને કુટુમ્બી જેમ.
વરસો સહસ્ત્ર કીધો સંગ્રામ, | તોએ નહીં પામે વિશ્રામ;
ભક્તિ ભાવથી જાણીગજેંદ્ર, | વિનવ્યા સ્વામી શ્રીદેવેન્દ્ર.

---

* અગ્નિનો પુત્ર. તેને ત્રણ પુત્ર દ્યુમાન સુખેણ રોચીસ્માન.

દુહો.

મનસા મધુસૂદન તણી પૂજન કર્મ હરખાય,
સ્તવન કરે શ્રી હરિ તણું શ્લોક પાંચે ગુણગાય.

" श्लोक ॥ नुस्तवन "

हरे मुरारे च्युत वासुदेव ॥ नारायणानंत नृसिंह कृष्ण ॥
गोविंद रामेश्वर पद्मनाभ ॥ मांत्राहि विष्णो भवसागरात्त्वं ॥ १
श्रीनाथ दामोदर विश्वरुप ॥ गोपाल गोपीवर गोपदेव ॥
लक्ष्मीपते माधव चक्रपाणे ॥ मांत्राहि विष्णो भवसागरात्वं ॥ २

मुकुंद महायोगिन विश्वनाथ ॥ कृपानिधे राघव रत्ननाभ ॥
वैकुंठ परमात्मन पद्मपाणे॥ मांत्राहि विष्णो भवसागरात्वं ॥ ३ ॥
श्रीकेशवा मोघ श्रीरामचंद्र ॥ देवेश लोकेश जगत्स्वरूप ॥
क्षेत्रज्ञ कूटस्थ श्रीविष्णुयोने ॥ मांत्राहि विष्णु भवसागरात्वं ॥ ४
अधोक्षजेंद्रत्वम नाथनाथ ॥ स्वामिशरण्या व्ययनिश्वमूर्ते ॥
सद्यो दिनानंद भवाब्धिपोतं ॥ मांत्राहि विष्णु भवसागरात्वं ॥ ५

### ચોપાઇ.

ગજનાં વચન સુણી ગોપાળ, ગરૂડ ચડી આવ્યા તતકાળ;
ગ્રાહ વિદારી છોડયો નાગ, કરજોડી પ્રણુમ્યા હરિપાય.
અંતર ધ્યાન થાએ ભગવાન, જીવ તે બે જાતા સ્વસ્થાન;
ગજ મોક્ષના સમામહિ–માય, સ્વપ્ન સંસારમાં સુણુતા જાય.

### દુહો.

હવે મથન સાગર તણું અમૃત કારણ બહુ જેહ,
રૂદ્ર મોહજયાં પામીયા દેખ્યું મોહિની દેહ.

### ચોપાઇ.

શ્રેય રહિત દેખે દેવેન્દ્ર, પ્રણુમ્યા પાયે ગોવિંદ ઇંદ્ર;
હરિ વચને સ્તવિયા બળિરાય, આણુવા મંદરાચળ ઉપાય.
ગિરિ મંદરાચળ સાગરધાર, નેતરાં વાસુકીનાં સાર;
મુખે દાનવ પુંછે સુરભૂપ, શ્રીવિષ્ણુ કચ્છં ધારે અનૂપ.
પ્રથમે વિષ નિકળીયું એવ, કૃપા કરી પીધુ મહાદેવ;
દાઝયા દાનવ દીસે એમ, હવે પ્રજાળયાં તરૂવર જેમ.
મથન કરે જ્યાં સ્વયંભગવાન, શોભતા મકર કુંડળે કાન;
જળ વલોવે ત્રિભુવનનાથ, ગોરસને ગોવાલણુ સાથ.
મથને કામ ધેનું દેખાય, ધનુષ્ય ઐરાવત અશ્વસહાય;
પારિજાતકે રંભા પરિનાર, કૌસ્તુભ મણિ ઇંદિરાએ સાર.

પાંચ જન્મે શશિ શોભાથાય, | દૈત્ય કારણ વારૂણી જાય;
ધનવંતરી કરે અમૃત જેહ, | અસુરો ઝડપી લેતા તેહ.
દેવો કારણ તે હરિ ભૂપ, | તતક્ષણ કર્યું શ્રીમોહિનીરૂપ;
તે દેખી મોહ્યા અસુરેંદ્ર, | અમૃત ખેંચે ગોવિંદ ઈંદ્રિ.
દેવો સંખ્યા સહુ અમૃતમાંહ, | ચંદ્રને સૂર્ય મધ્યે જે રાહ;
કહેતા સરવ વિષ્ણુને ભેદ, | ચક્રલેતાં કીધો શિર છેદ.
મુસ્તક અમર થએલું તે જાણ, | દાનવ વેર કરે અતિ હાણ;
રહેવ્યાપે તે ઉગ્ર સ્થાન, | શશિ સૂર્યને ગૃહણે અમાન.
યુદ્ધમચે દાનવ ને દેવ, | આયુદ્ધ છોડે રોષે એવ;
ઈંદ્રથી વત્રાસુર શિરઘાત, | નારદ વચને વિદારે વાત.
અસુરે તજી અમૃતની આશ, | કાંત્યું પીજયું વળી થયું કપાસ;
દૈત્ય કાળ વિમુખ થતા જાય, | કેવળ કલેશ વિભાગી થાય.
રૂદ્ર ભણુતા સ્વામી શ્રીશ્યામ, | નારી રૂપ દેખાડો કામ;
હસીયા હરિ મન માહેઅપાર, | તતક્ષણ રૂપ કર્યું સ્ત્રી આકાર.
દેવ મોહ્યા નારી સંભોગ, | હરિ માયા ઘણો દુસ્તર યોગ;
કીધો પ્રકટી હવા પ્રસાદ, | ઉમીઆ ઇશ જ્વેયે સંવાદ.

## દુહો.

હવે બળિ બંધન બોલીશ શોભિત કર્મ આચાર,
વામન રૂપે વિષ્ણુનો જ્યાં કશ્યપ ઘેર અવતાર.

## ચોપાઈ.

સ્વર્ગ લોકે એવો મહિમાય, | એક વાર જાતા બળિરાય;
વળી પાછા આવ્યા સ્વરસ્થાન, | કરે યાગ નાના વિધ દાન.
કરતાં અદિતિ પયોવ્રત સાર, | ફાગણ માસ દહાડા બાર.
પ્રતિપદારંભ બ્દાદશી આંક, | અહનિશિ ધ્યાએ દેવો વાક;

ધૂપ દીપ નાના ઉપહાર, | ચંદન કુસુમે નાના શૃંગાર;
પૂજતા ભાવ ધરી વિરાટ, | થાએ પ્રત્યક્ષ તે અદિતિ માહ.
માતા દેવી અદિતિ સુનામ, | પામ્યાં વિધિપતિ કશ્યપ કામ;
તપ જે પયો વૃત દીન સાત, | દાતા આપશે વર વિખ્યાત.
બેઠાં અનશન ધારી ધ્યાન, | પ્રસન્ન હુવા વિષ્ણુ શ્રીમાન;
ભક્ત ઉદ્ધારક એ મહિમાય, | જન્મતા વામન અદિતિ માય.
માગે અદિતિ પુત્રો વરદાન, | તેને ઉદર વસ્યા ભગવાન;
શ્રાવણ દ્વાદશી વૃત્તે સાર, | વામન જન્મ્યા જય જયકાર.
શ્રી વામન ચોદ વિધીપૂર, | તેજવંત તે આદિત્ય નૂર;
કમંડળ લઈને પુરૂષ પુરાણુ, | ભૃગુક્ષેત્રે જ્યાં કીધુ પ્રયાણુ.
ચારે વેદ ભણીને જાય, | યજ્ઞ માંહે કીધો અંતરાય;
સ્નેહ સ્વાગત કરી બળિરાય, | કરજોડી પ્રણમ્યા હરિ પાય.
શુક્ર ભણે સુણો વિજયી રાય, | બ્રાહ્મણ અખંડ અનંત મહિમાય;
માયાવી વિષ્ણુ વામન વેષ, | કપટ કરીને માગે શેષ.
રાજા કહે મારૂં ધન એહ, | વાસુદેવ આવ્યા સ્વયદેવ;
સુરનરો પન્નગો ચરણે નાગ, | દાન માગે વિષ્ણુ મારૂં ભાગ.
દેશ કાળે દ્રવ્ય સંપત્તિ સાર, | દેવી પાત્ર દેવ મોરાર;
લાભે એથી ભાગ્ય સંસાર, | ભક્તિ ભાવે મન શ્રદ્ધા અપાર.
શુક્ર ભણે સુણો રાજા વાત, | મારૂં માનો એ સાચું તાત;
વળીને માગું વચન માન, | વૃત્ત વિનાશન કરીશ ન દાન.

**स्त्रीषु नर्म विवाहेच, वृत्यर्थे प्राण संकटे ॥**
**गौ ब्रह्मणार्थे हिंसायां नानृतंस्या ज्जुगुप्सितं ॥ १ ॥**

દુહો.

અસત્ય વચન કેમ બોલીશું રાય કહે સંસાર;
સુરનર પન્નગ ચૌદ લોક સત્યે ટકે આધાર.

## वामन अने बलिराज–बलि पाताल-गमन



**श्री शुक उवाच**

एवंविप्रकृतो राजन् बलिर्भगवताऽसुरः ॥
भिद्यमानोप्य भिन्नात्मा प्रत्याहा विक्लवंवचः ॥१॥

આ સંગ્રામ સંકટ વિવાહે ગૌબ્રાહ્મણને કાજ;
જુઠે બોલે દોષ નહીં શુક્ર ભાખે બળિરાજ.
પુત્ર કલત્ર સંપત્તિ સકળ વળી માયા મોહ અનિત્ય;
તે કારણ રાજા ભણે હું નથી મૂકતો સત્ય.
કરજોડી બળિ વિનવતા મન વાંચ્છીત જે દાન;
ભૂહિરણ્ય ગજરથો તુરી માગો શ્રી ભગવાન.
વળતા વામન બોલીયા મુજને છે સંતોષ;
તો એ યોગ્ય માગું વચન રાજા બ્રાહ્મણ પોષ.
સંતોષી બ્રાહ્મણ શુચિ એ જગતે સનાતન ધર્મ;
લોભ કરતાં વણસશે ના પણ મૂળે અધર્મ.
સંતોષી નિર્ધન ભલું સુખસંપતમાં લોભે કૂડ;
કોટી ધ્વજ સંતોષ વિના હિંડતો હાહા હુડ.
અતિ લોભ મુજને નથી શું વામન બોલ્યા વાણ;
મઢી કરવા શું મેદિની ત્રીણી ચર્ણની લ્હાણ.

ચોપાઇ.

આપે ઉદક કરે બળિદાન, પાત્ર વિપ્રે વામન ભગવાન;
શુક્ર સમક્ષ વળી આડો થાય, શાન સુધરવા તે ગુરૂ ન્હાય.
હર્ષને દાન સંતોષ્યા ભૂપ, તતક્ષણે રૂપ બિરાટ અનૂપ;
વૃદ્ધિ કરતો બહુ વામનવીર, બિંબરૂપ થકી સોહે શરીર.
છત્ર મુકુટ મણિ તિલક ને નેણ, મુસ્તક હૃદય નાભિ ભૂજા વેણ;
નખે ફોડે બ્રહ્માંડ પ્રકાશ, ઉત્પત્તિ ગંગાને આકાશ.
ભૂમિ ભરતા શું શામળનાથ, બે ચર્ણે કરે ત્રિભુવન હાથ;
ત્રીજા ક્રમની નહીં જગાય, બહુપાશી બંધાવ્યો બળિરાય.

प्रलय पयसि धातुः सुप्तशक्ते र्मुखाभ्यः
श्रुतिगणमयनीतं प्रत्युपादत्तहत्वा ॥
दितिजमकरयश्च ब्रह्मसत्यंव्रतानां
तमह मखिलहेतुं जिह्ममीनंनतोऽस्मि ॥ १ ॥

કરે વિનતી વિધાવતી નાર, કરજોડી વિનવે આધાર;
તતક્ષણુ ત્યાં આવ્યા પ્રેલ્હાદ, અહનિશ વિષ્ણુ કથાએ સંવાદ.
નરપતી પ્રતિ કહે ભગવાન, માગો મન વાચ્છીત વરદાન;
બળિ કહે થયાં પૂરણુ કામ, ચરણુ શરણે તમારે રામ.
બંધન છોડયાં બહુ હરખાય, ગોત્ર કુટુમ્બી સહિત બળિરાય;
દ્વાર પાળા હવા શ્રી શ્યામ, અરપું સરવ ઈંદ્રાપુર ધામ.
એવા વામન હરિ અવતાર, સુણુતાં કથા કષ્ટો ટળનાર;
જે મળે પિતામહ પ્રેલ્હાદ, અહોનિ વિષ્ણુ કથાય સંવાદ.
ભક્તિ એ બાંધી બારી દ્વાર, ત્યાં રહ્યા શ્રી દેવ મોરાર;
સત્યવ્રત રાજા તપ આચાર, મન કૃત માળા તરપણુ કાર.
શુક કહેતા સાંભળ વૃત્તાંત, દિવસો સાત માંહે દૃષ્ટાંત;
સરવે ઔષધિનાના ભોગ, જોતાં મોહે નાના યોગ;
રાજા પૂછે પુરૂષ પુરાણુ, કહેતા સમ્યકે મત્સ્ય પુરાણુ.
ભીમ ભણુતાં કથા સોહાય, વામન અતુલ ચરિત્ર મહિમાય;
નરનો નિરમળ થાએ દેહ, નવમી કળા પહોંચે એહ.

प्रम [illegible] स्वयमेव स्रष्टा । पदत्रयं वापि [illegible]र्यमुकुंदः
विनापराधो ममकांत [illegible]ध । स्वामीय [illegible] ॥ १ ॥

# नवमी कळा.

## सपूर्ण.

श्री

ॐ

# श्रीमत् संगीत भागवत

# संक्षिप्त.

---

## नवम स्कंध.

### कळा द[illegible].

આરંભ.

योऽ[illegible]सत्यव्रतोनामराजर्षिर्द्रविडेश्वरः ॥

ज्ञानंयोऽतीत कल्पांते लेभे पुरुष सेवया ॥ १ ॥

દુહો.

નવમે ઈશ કથા કહીશ, સત્યવ્રત રાજા જેહ;
સૂર્ય સોમ વંશો તણા, બોલીસ અનુક્રમ તેહ.

ચોપાઈ.

વંશો બન્ને તણા જે રાજ, | તેમાં રામકૃષ્ણ મહારાજ;
તેહ શ્રી વિષ્ણુ તણા અવતાર, | અવતરતા હરવા ભુભાર.

દુહો.

શ્રી સવિતાને પ્રણમુને સુરનર નાયક નાથ;
રાજ જે વૈવસ્વત વડો, ઇક્ષ્વાકુ જગનાથ.

## ચોપાઇ.

શયાતિ વળી અલખનો રાજ, | જીત્યો તે સકળ મહારાજ;
તે તણી સુતા સુકન્યા જેહ, | મુનિવર ચ્યવને પરણ્યાં તેહ.
શ્રાદ્ધ દેવ મનુ આતમ જ્ઞાન, | દશમા શું ઇક્ષ્વાકુ અભિધાન;
વર મળતાં વિષે યજ્ઞ પુત્રોનું, | છળ થકી જનમ થાય પુત્રીનું.
ઇલાવતી વળી કન્યા નામ, | વરદાયી થકી સુદ્યુમ્ન કામ;
મૃગયા વન શું નારી વિકાર, | રાજ પુરૂરવા વનમોઝાર.
નાભાગ સુત રાય અંબરીષ, | જાણતા તે સંસાર અલીક;
સપ્ત દ્વીપો કેરા એ રાજ, | ભણે ન રાજા રાજ્યે કાજ.
તે તણી રક્ષા કારણ નાથ, | ચક્ર આપતા અનુકંપા સાથ;
રાજ્યનીતિ પાળે નિજ દેશ, | અનર્થે નામ નહીં લવલેશ.
ધન તને વિષયા વિરક્ત જેહ, | વિષયા ભોગ ન આસક્ત તેહ;
યજ્ઞ કરે બહુ આપતા દાન, | ભક્તિ ભાવે ધ્યાએ ભગવાન.
વાણી વિષ્ણુ તણા ગુણો ગાય, | કરે પૂજા તીર્થો દ્વિજ ગાય;
નયણે નિરખે નવ એકાન્ત, | નિર્મળ ગંધે સ્વામી શ્રીશાન્ત.
વાચ્છે સદાજન સંગત શાન્ત | પુણ્ય પાવને બુદ્ધ નહીં ભ્રાન્ત;
પુરાણ કથા ગીતા નુ કાન, | મન શ્રીશ્યામળ સુંદીર ધ્યાન
અંબરીષને આશા સંસાર, | રાખતા શ્રદ્ધા શું સર્વાધાર.
નિદ્રા ભોગ નહીં અન્નપાન, | અભયા વૃત્ત કરતા જે સાર;
આવ્યો ઉત્તમ કાર્તિક માસ, | દેવ એકાદશી અભ્યાસ.
વિધિવૃત વૃત રાજા આચાર, | તેહ તણો ઉદ્યાપન ધ્યાન;
અટ અર્બુદ આપી જેહ ગાય, | દ્વિજ સંતોષતા લાગીપાય.
રાજા કરે ઉપકર્મ વિચાર, | દુર્વાસા ત્યાં આવતા દ્વાર;

अंभसा केवले नाथ, करिष्ये व्रत पारणं ॥
प्राहुर भ्भक्षणं विप्रा, ह्यशितंना शितंचतत् ॥ १ ॥

## દુહો.

દુરવાસા જ્યાં આવીયા કોપે કંપી દેહ,
આગે પાવક પરજળે બળી ઘૃત સિંચતા તેહ;
ત્રોડી જટા મુસ્તકથી નાશ કરવાને રાય,
તતક્ષણ કૃત્યા ઉપની થાય કાયા પતન પ્રાય.
રાય ભણી તે સાંચરી મન માંહી બહુ રોષ,
ચક્રે તેને ભસ્મ કરી વૃક્ષ દહે ગણે શોશ;
રાજા અતિ ઘણું હરખીઆ કીધા અર્ધ્ય પ્રણામ,
પવિત્ર કરવા પતિતને ભલે પધાર્યા શ્યામ;
દુરવાસા સંતોષીઆ ઘણાં દેતા સનમાન,
રૂષિ યમુનાં નદી ચાલીઆ કરવા નિત્ય સ્નાન.

## ચોપાઇ.

દ્વિજન આવે દ્વાદશી આશ, નરપતી મન વિમાસણ ખ્યાસ;
વૃત્ત પૂરણમાં ભોજન દાન, ઉત્તર મુને આપશો જ્ઞાન.
વિપ્ર ભણે સંકટ માંહે વાસ, પાણી ભોગ નહીં અપવાસ;
રાજા કરે જ્યાં અતિ વિચાર, આસન બેસી ઉદક અહાર.
મેરૂ મહા ગિરિ સાગર સાત, ગબ્હર ગુફા શબ્દો શું આઘાત;
ભૂમિ પાતાળને સુર લોક, તોએ જીવન છાંડે શોક.
બ્રહ્મ લોકે જ્યાં જાતા જાણ, બ્રહ્મા કહે રખાયતો હાણ;
રૂદ્ર ભણીશું ચાલ્યા કૈલાસ, ઉગરવા કેરી નહીં આશ.
ભમ્યા ગભરાઈ ત્રિલોક પ્રાણ, ઉંતાવળા વૈકુન્ઠે પ્રમાણ;
ચક્ર તાપે બાળે મુજ દેહ, શરણ રાખો સ્વામીજી એહ.

શરણું પામવા બ્રાહ્મણુ દીન, | વિષ્ણુ ભણુતા છું ભક્ત આધીન;
બીજો કોએ નથી ઉપાય, | પાછા વળી સંતોષો રાય.
વચન સુણી દુરવાસા જાય, | રાજા પાસે જીવ મનાય;
ફરી વિનવણી લાગ્યા પાય, | ત્રાસીને શરણાંગત થાય.

દુહો

રાય ભણે બ્રાહ્મણુ હરિ મારે એકી સમાન,
આઠ સ્તવને સંતોષીઆ દુરવાસા ભગવાન;
વિપ્ર સંગાથે મનામણું ખટરસ અન્ન પકવાન,
હરખી રૂષિજી પાછા વળ્યા હવા અંતર ધ્યાન.
જુઓ વિષ્ણુ ભક્તિ તણા એવા અખુટ મહિમાય;
શાપ નવ લાગ્યો દ્વિજનો હરિપદ પામ્યા રાય.

ચોપાઈ.

મોટો રાજા જે યુવનાશ્વ, | ગર્ભ તેને ઉદરે નવ માસ;
પુત્રી જન્મી ફાડીને પેટ, | ચક્રવૃત્તિ શુ માનધાતા શેઠ.
તેને સાત દ્વીપ આવાસ, | ત્રીણી પુત્રને કન્યા પચાસ;
સૌભરીશું પરણાવી તેહ, | પતિ સંઘાતે છાંડતાં દેહ.
સબળ રાય ત્રિશંકુ નરેંદ્ર, | પુરૂ કુત્સથી હરિશ્ચંદ્ર સત્યેંદ્ર;
ભૂત શુદ્ધિ જાણુતા હરિ ધ્યાન, | રાજા પામ્યા પદ ભગવાન.
બાહુક સુત જે સમર્થ રાય, | મોટો તેહ તણો મહિમાય;
સાત સમુદ્રો ખાઈ આકાર, | સાતે તણી કીર્તિ સાકાર.
દિલીપ બાળ ભગીરથ રાય, | લાવતા ગંગા તપ મહિમાય;
આગળ ચાલ્યા રાજા જાય, | પૂંઠે પધારે ગંગા માય.
કપિલ શ્રાપે પ્રજાળ્યા જેહ, | સાઠ સહસ્ર ઉદ્ધાર્યા તેહ;
તેહ તણી કીર્તિ જગે જાણુ, | જાન્હવી આણે પૃથ્વી પ્રમાણુ.

श्री राम लक्ष्मण सीता



अगस्त्य आश्रम

संतुष्टः सततं योगी यतात्मा दृढ निश्चयः ॥
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४
॥ भ. गी. अ. १२ ॥

Lakshmi Art, Bombay No. 8.

જેહને દર્શને જાય પાપ, સ્પર્શતાં ટાળતાં બહુ સંતાપ;
સ્નાનથી નાસે ભય સંસાર, સેવે પુણ્ય પામું નહી પાર.
સ્મરતાં પૂરે સરવે કામ, મરણે આપે અવિચળ ઠામ;
સઘળે ગંગાશ્રી વિધિ અખુટ, ઔષધ તારણુ પાપી મૂઢ.
ધવળ પ્રવાહ મોક્ષનાં સ્થાન, હરિહર બ્રહ્મા વિચારે ધ્યાન;
પાવન ચરણોદક શ્રી શ્યામ, ભણુશો ગંગા શ્રી સમ્યક નામ.

धर्म द्रुममपांबीजं, वैकुंठ चर्णाच्युतं ॥
धृतं मूर्ध्नी महेसान, तह गवे ममलं प्रलं ॥ १ ॥

રઘુ વંશે વળી દશરથ રાય, ચાર તનય વિરલ કહેવાય;
ગુરૂ વચને વન ચાલ્યા રામ, પિતા પરમ ઉચ્ચારતા નામ.

છંદ.

બાંધવ લક્ષ્મણુ રામ સતી સંગાથમાં સીતા;
તે દેશ ગયા ત્રિકુન્ઠ રામ ત્યાં વેગે જતા;
લક્ષ્મણુ આણે જેહ તેહ રાઘવ ને સોંપે,
વન ફળ કરે અહાર સત્ય સાહસ થકી સ્થાપે.
જ્યાં એ મારિચી મૃગ થઈ આવી માયા રૂપે ધરી ગઈ,
શ્રીરામ તેહ મારતા રાવણુ નાઠો સીતા સહી;
પક્ષી જટાયુ જેહ વેગી વારે ચડીઓ,
ચોટે પાંખ હીણો તે રણુમાં પડીઓ.
ત્યાં આવ્યા શ્રી રામ નામ દશરથ સુત જાણી,
કર જોડી શું વિનવ્યા કહી શુદ્ધિ સીતા રાણી;
શ્રીરામ રામ મન ભણી તતક્ષણુ પામીઓ નિજધામ,
અતિ અવિચળ દે જીવને ભણો જય જય શ્રીરામ.
ખર દૂખર ત્રિશિરારી તે રણુમાં માર્યો,

ચૌદે સહસ્ર રાક્ષસ બાણુ એકથી સંહાર્યો;
ભેદ્યા તાડ તરૂવર સાતે મળ્યા કથા કહી,
દાસ વાળી મારી દીધુ સુગ્રીવ રાજ સહી.
શ્રી હનુમંત મુદ્રિકા લઈ સમુદ્ર પાર સીતા જહી,
નહીં વાર લાગી વાર ઘણી લંકે રંજાડી સહી;
યદા સતાવી લોક રૂદ્ર શ્રી સ્વામી ત્યાં જાય,
શુદ્ધિ સીતાને ચરણ અપમાન્યો રાવણ રાય.
કહેવા તે સંદેશ અંશ નામ નહીં ભય કોઈ,
રાવણ ગરવી ગેહ લખાયું આંકે જે હોઇ;
રૂદ્ર સમજ નહીં લાગતી જેનાં કુમતે મન કોળાય,
જુહાર દેઈ માતને શ્રી રામ સેવા વીર જાય.

ચોપાઇ.

સારંગ ધનુષ્ય ધરી શ્રીરામ, સરવ રાક્ષસ જીત્યા સંગ્રામ;
કાપી શિષ દશે વીસ હાથ, રાજ વિભીષણ સ્થાપે સાથ.
નગર અયોધ્યા ઉત્તમ ઠામ, સીતા સહ આવ્યા શ્રીરામ;
ધ્વજા પતાકા ઘરપુર દ્વાર, ગીત મહોત્સવ ગાએ નાર.
નવનિધિ સંપત સુખીઆં લોક, વ્યાધિ વિયોગ નહીં દુઃખ શોક;
જરા મરણ કેરી ભય હાણ, ત્રેતા જગમાં કૃતયુગ જાણ.
હીન અધિક ઉપરે સમ રાય, શ્વાન પક્ષીનો કીધો ન્યાય;
પેરે રાજ્ય કરે શ્રીરામ, પ્રજાને પૂરે સરવે કામ.
વરસ અગીઆર સહસ્ર રામ, કરી રાજ્ય જાતા નિજ ઠામ;
સિંહાસને બેઠા કુશરાય, તેહ તણો મોટો મહિમાય.
તેના તનય પૌત્રો અનેક, જીવનનો કેમ કરૂં વિવેક;
રાજ બીજ વળી રાખ્યું જેહ, આશ્રમ બદરી મૂકે તેહ;
એક મને ધરતાં હરિ ધ્યાન, બહુતર પામ્યા આતમ જ્ઞાન.

## દુહો.

હવે શ્રી સોમ વંશતણી, કથા અનોપમ સાર;
કિંચિત સંક્ષેપથી શ્રવણ, બોલીશ તેહ વિચાર.

તનય અત્રિતણા રાજા સોમ, તેહ પ્રકાશ કરે નિત્ય વ્યોમ;
અમૃત ઝરે હરતાં દુઃખ દેહ, પામે જ્યાં વૃદ્ધિ વનસ્પતિ તેહ.
જેહનો તનય બુદ્ધ બહુ શૂર, તે ગૃહ–પદવી પામ્યા નૂર;
બુદ્ધિવંતને ગુણે નિર્મળ જેહ, નારી ઈલાશું પરણે તેહ.
બુદ્ધના બાળ પુરૂરવા રાય, અભિનવા ગુણો માંહે થાય;
નવખંડ ધરા ભોગવે ઠામ, ઉર્વંશિ માંહે હૃદય વિશ્રામ.
સ્રીવિરહે ઉપન્યો વૈરાગ્ય, કીધા નાના વિધ બહુ યાગ;
પરશુરામ નારાયણ દેવ, અવતરતા ભાર્ગવને એવ.
પિતા જમદગ્ની રેણુંકા માય, જેહના સુરનર વંદેપાય;
મારી માતા વર્જીત પાપ, પાળે વચન સંતોષ્યા બાપ.
પ્રસન્ન હવા આપ્યો વર એહ, બાંધવ સહ જીવાડયા તેહ;
રાજા આવે મેલી સૈન્ય, સબળપણે લેઇ ગયા ધેન.
ઘેર તપ કરી આવ્યા રામ, ચડયા કોપે કરવા સંગ્રામ;
સહસ્ર બાહુ છેદયા તતકાળ, જાણે વૃક્ષ તણી એહ ડાળ.
મારતા કાર્તિક—વીર્ય રાય, વેગે શું ઘેર આણી ગાય;
તોએ રામ ન જાએ રીસ, ક્ષાત્ર રહિતવાર એકવીસ.
કીધી ધરાય નિષ્કંટક જેહ, કશ્યપ રૂષિને આપેલ તેહ;
સદા અમર એ પુરૂષ પુરાણ, બાણા પતિ માં અધિકા જાણ.
વાસુદેવ કેરો અવતાર, એહનાં ચરિત્ર ન જાણું પાર;
ગાધી તપને વિશ્વામિત્ર અત્ર, રાજ રૂષિ ક્રોધી ગુણે ક્ષાત્ર;
રૂત ધ્વજનો મોટો મહિમાય, બાળ તેહ તણો અલર્કરાય.

## દુહો.

પુત્ર પુરૂરવા રાજ તણો, વળી વંશ વૃદ્ધ રાજન;
તેને સંતતિ સુખી ઘણી, પુત્ર પૌત્રો સંતાન.

## ચોપાઇ

નહુશ તણો સુત યયાતિરાય, તેના ગુણ અતૂલ મહિમાય;
અનેક યજ્ઞ ભોગો અદભૂત, ઘેર ભાર્યા શુક્રની સપૂત.
તીર્થ વૃત્ત દાન તપ ધર્મ યાગ, અંત કાળે પામ્યા વૈરાગ્ય;
તતક્ષણે સંપતિ આતમ જ્ઞાન, તેહનો પુત્ર પુરૂરવા માન.
સબળ એક વળી દુષ્યંત રાય, સકળ વેરી અસ્તોદય થાય;
તેના અનેકા ગુણ સુજાણ, વરે રાણી શકુન્તલા પ્રાણ.
ભૂતળ ભૂપ અનેરૂં વિખ્યાત, જે સરખો કો ના સાક્ષાત;
સંક્રાતિનો જ્યાં રતીદેવ બાળ, મોટા રાજા પવિત્ર સંભાળ.
આપે સકળ સંપત્તિનાં દાન, સેવા સધાય ભોજન પાન;
એક વાર નહીં અન્ન પમાય, અડતાળીસે ભોજન થાય.
બેસે રાય પારણે જેહ, ત્યાં અભ્યાગત આવ્યું બહાર;
અનેક ભૂત સંગાથે શ્વાન, ગાઢે બોલે માગે ધાન.
રાજા તેને કરી જુહાર, એક ભાગ આપતા અહાર;
અન્ન ઉગરતે રહેલું વાર, અભ્યાગતે સંતોષે તેહ.
બેઠા રાય ભોજનને વાર, ચાંડાળ એક આવ્યો દ્વાર;
રાજા પાણી કરે અહાર, મન માંહે આનંદી અપાર.
જીવ્હા સૂકે માગે નીર, ઉદક વિના ના સહે શરીર;
જળ આપી સંતોષતા જેહ, રાજા મન વિચારે એહ.

हेम धेनु धरादाय। दातारं सुलभा भुवि ॥
दुर्लभा पुरुषाः लोके। सर्वभूतदयापरं ॥

**श्रुयतां धर्मसर्वस्वं । श्रुत्वा चैव धार्यतां ॥**
**आत्मानः प्रतिकूलानि । परेष्यान समाचरेत् ॥**

આગળ ઘણા ભૂપતી રાય, કાચ્ચી કાયા દયા રખાય;
દાનવૃત્ત તપ તીરથે યાત્ર, નહીં સમોવડ તે અણું માત્ર.
વળી કહું એક મોટો માર્ગ, ધર્મ વિના વળી દયા અમાર્ગ;
હેમ ધરા શું મોતી ભંડાર, એહના સુલભ છે દાતાર.
સરવ ન ભૂત દયા પર જેહ, શ્રીનાથ ધુરંધર દુર્લભ તેહ;
સકળ ધર્મ તણાં સાધન જાણ, થોડામાં બોલીશ પ્રમાણ.
જે આપણને પીડે પ્રાણ, તે અવરને ન કીજે હાણ;
સત્યે દયાવ્રત સાહસવીર, છાંડે મમતા તણે શરીર.
રતિ દેવ પેરે થકી રાય, આત્મજ્ઞાન તેને પરખાય;
શંતનું સુત નરપતી ગાંગેવ, તેહનાં દરશણ સરખાં દેવ.
કીધો એક માસ સંગ્રામ, યુદ્ધ કરીને સંતોષ્યા રામ;
પાન્ડુતણો પૂત અર્જુનવીર, તેનો અભિમન્યુ બાળસધીર.
તેના તનય પરિક્ષિત રાય, જન્મે જયે મોટો મહિમાય;
રાજા યદુકુળ યાદવ દેવ, તેહ તણા મહિમા પણ એવ.
અંધક ભોજવળી વૃષ્ણિ વિશાળ, સત્યે સદા સાહસ ભૂપાળ;
યાદવે મોટા વાસુદેવ, તેહ તણા મહિમા ભણુ એવ.
પરમ એ વિષ્ણુ તણા અવતાર, તેના મર્મ પામો નવ પાર;
જે કીર્તિ કળિમાં જગેજ્યોત, તતક્ષણ શુદ્ધ વાસના સુબોધ.
છોડાવે ભવ બંધન સંસાર, કેશવ અવિચળ પદ દાતાર;
સૂર્ય સોમ તણા વંશ વિસ્તાર, ભણે અનંત ના પામે પાર.
જાણી સંક્ષેપે ભણવા એહ, ભકતો ધ્યાનથી ભણશો તેહ;
નવમે પવિત્ર કથાએ સાર, અનેક રામતણા અવતાર.
શ્રીમ ભણે ભાવે બુદ્ધિમાન, દશમી કળા એવું આખ્યાન;

श्लोक.

भोज वृष्ण्यंधक मधुशूरसेन दशार्हकैः
श्लाघनीये हितःशश्वत्कुरु संजय पांडुभिः ॥ १



# नवम स्कंध

## कळा दशमी.

सपूर्ण.

કલ્યાણમ.

श्री



ॐ

# श्रीमद् संगीत भागवत संक्षिप्त.

---

## दशम स्कंध.

### कळा एकादशं.

श्री

" ॐनमोभगवते वासुदेवाय ॥

परीक्षितउवाच.

कथितो वंश विस्तारो भवता सोम सूर्ययोः ॥
राज्ञां चोभय वंश्यानां चरितं परमाद्भुतं ॥ १ ॥

દુહો.

દશમે લક્ષણ આઠમું જે નિરોધ દૈત્ય સંહાર,
ભૂમિ ભાર ઉતારનાર યાદવ કુળ અવતાર;
જ્ઞાન વૈરાગ્ય વિવિધ શકિતને ધર્મૈશ્વર્ય નિધાન,
અવતાર અન્ય અંશેકળાને કૃષ્ણ સ્વયં ભગવાન.
જગત કારણ બોલીએ દશમે શ્રીકૃષ્ણ ચરિત્ર,
ઉત્તમ કથા સુમંગળા સુલલિત સદાએ પવિત્ર;
સનકાદિક ગાએ સદા શ્રવણ સુખા વહ જેહ,
મનોહર ભવરોગના ઔષધ ભણીએ તેહ.

તેહ શ્રવણુ નવ સાંભળે જેને માથેકાન,
ભવ મોઘાં માનવ તણે ઘટે હોય જન સાન.

तस्यावतारश्चत्वारे । हरेस्तो सुमहात्मनः ॥
कृष्णावतारस्तथैव । चरित्रं दशमेमतं ॥ १ ॥

ચોપાઈ.

કહેતાં કૃષ્ણુ કથામૃત લ્હાણુ, પામે મોક્ષ જગતમાં પ્રાણુ;
એક મને જે કરતા સેવ, બંધનમાં નર પોષતા દેવ.
રાય બહુને અસુરના સાથ, ભારભૂમિ તે હરતા નાથ;
એકદા એ ગૌ રૂપે જોઇ, જાય બ્રહ્મા શ્રી આગળ સોઇ.
ભણુતાં પૃથ્વી બ્રહ્મા અવધાર, લોક સકળ મારે આધાર;
તેહ ઘણેરા પ્રસંશા સ્વીકાર, બ્રહ્મા વિનવે શ્રી મોરાર.
પીડા કરે તે મુજને અપાર, સહી શકું નહી દુષ્ટનો ભાર;
સુર સેવક તણી રક્ષા વાટ, મૃત્યું લોકે અવતરવા ઘાટ.
વળતા વચન કહે દેવેશ, આપતા મુસ્તકના બે કેશ;
ટાળીશ પૃથ્વી માંનો ભાર, બાંધવો રામકૃષ્ણુ અવતાર.
સાંભળી શ્રી વિષ્ણુ તણી વાણુ, વળે બ્રહ્માજી પાછા જાણુ;
હરખ્યા દેવ આનંદે કામ, મુનિ પરમાનંદ પ્રાણે રામ.
ધરા ભાવ મોટા રાજેંદ્ર, કરે રાજ પૂરિત ધન ઇંદ્ર;
વસતા રાજ્યા-સને દયાળ, દેવક ઉગ્રસેન ભૂપાળ.
દેવક સુતા દેવકી જેહ, વસુદેવ શું પરણાવી તેહ;
કંસ મનમાં રળિયાત જ થાય, સાથ બેન વળાવા જાય.
શબ્દ એક હુવો ત્યાં આકાશ, કંસ તારો એ કરશે નાશ;
સમ્યકે વેરી જાણો તેહ, બહેન શું ગર્ભ આઠ જેહ.
કંસે વાણી સાંભળી એવ, વિષનાં વૃક્ષો છેદવાં દેવ;
આઠતણું કોણ લેશે પાપ, એકી મારે ટળે સંતાપ.

અસુરના મન રીસ આવેષ, | ખડગ ખેંચ્યું ને બેંચે કેશ;
બ્હેન વિનવતી શંકાસ્થાન, | દેખે સાળા મુખ અપમાન.

દુહો.

અબળા બળ ચાલે નહીં વિમાસતા વસુદેવ,
ઉઠી આગ કોઠી બડે જ્યાં જોયું કર્મની સેવ;
એ પ્રશ્નો કોને કહું વાડે ચીભડાં ખાય,
યુક્તિ કરીને પૂછવું કો બીજો નવ ઉપાય.
સમતા વચન બોલે નહીં અવસર આવે જેહ;
ચતુર પણે ચેતે નહીં વહેલું વણુસે તેહ.

ચોપાઇ.

ભાણે વસુદેવ કંસ અવધાર, | પાપો નક્કી એણે સંસાર;
અબળા વધ નવ ઘટે નરેશ, | સાંભળ અધ્યાત્મના ઉપદેશ.
કાયા પંચ જે ભૂત વિસ્તાર, | જરા યૌવન અને કૌમાર;
દેહી દેહે ઘણો વિછોહ, | ધીર પુરૂષના પામે મોહ.
જીવ તણે આવે અતિ તેહ, | દેહ તણે નવ આવે છેહ;
છાંડે જુનું એ પાપ શરીર, | પહેરે નવું યથા નર ચીર.
દેહી કરતાં વૃથા પ્રયાણ, | ખડ માંકડની પેરે જાણ;
ચરણ આગલા પાછા ધાર, | તે પગથી પાછા ઉદ્ધાર.
જોશો સંબંધ અનાદિ અપાર, | કૂપ માંહે ના પડો લગાર;
જ્યાં નિજ રૂપ ના પામે જીવ, | ત્યાં લગી બંધન છુટે એવ.
મિત્ર પુત્રો જાયા ધન દેહ, | સાત પદારથ સરખાં એહ;
પડે શરીરે અવિચળ તેજ, | વચન વિવેકે વળતું રહેજ.
સત્ય વચન વળી બોલે જેહ, | મારે સંતતિ જનમશે એહ;
તે હું તુજને આપીશ સ્વાંમ, | કીધું સમયે પહોચે ઠામ.
પ્રથમે જન્મે કીર્તિવંત નામ, | દેવકી કહે પતિના હામ;
કહીએ કંસ કુબુદ્ધિનો કાળ, | હું નહીં આપીશ મારૂં બાળ.

કહે વસુદેવ પણ મહિમાય, બોલ્યા બોલ ન પાછા થાય;
આપે શું સત્ય વચન છાંડીશ, કાળ મર્યાદા કંસ જોડીશ.
સત્યે ધરા ધરતા નાગેંદ્ર, સત્યે તપે દીવાકર ઇંદ્ર;
વાય જે વાયુ વિશ્વ મોઝાર, ચૌદ લોક એ સત્ય આધાર,

सत्येन धाय ते पृथ्वी, सत्येन तपते रविः ॥
सत्येन वायवो वांति, सर्वं सत्ये प्रतिष्ठितं ॥ १ ॥

રૂકમાંગદ બળિ હરિશ્ચંદ્ર રાય, સેવે અંબરીષ સત્ય સમાય;
ધ્રુવ પ્રેલ્હાદ પ્રસિદ્ધ છે એહ, મુનિવર દધિચી આપ્યો દેહ.
સત્ય ધર્મ દયા વળી વૃત્તદાન, સત્ય આધીન છે એ વિજ્ઞાન;
જપ તપ તીરથ નવનિધ કામ, સત્યે સિદ્ધી ત્યાં ભણવા રામ.
વચન કહેતા વળી વસુદેવ, સુખ દુઃખ પ્રાપ્તિ કર્મની ખેવ;
દેહી જીવન એ છે નેષ્ટ, તેહ કારણ સત્ય માનું ઈષ્ટ.
શોક મોહ મનમાં નવધાર, પુત્ર ઉછંગેથી લેઇ સંચાર;
ચાલતાં નહી લાગી ખેવ, તે અવસર બોલ્યા શ્રીદેવ.
લેઈ પ્રથમ ફળ યાદવ પેટ, વનમાળી જો લાવ્યો ભેટ;
મામાના મનમાંહી એજ, ખોળે લઈ મૂકયો ભાણેજ.
કંસે તેહ પાછો આપેય, લઇ વેગી મંદિર આવેય;
તેવી વાતનું જાણી હેત, નારદ આવ્યા કર્યો સંકેત.
ઉપન્યો ત્યાં વૈરાને ક્રોધ, છેદવાનો તેને સ્વબોધ;
કોપે ચડયો કંસાસુર કાળ, પાછું આણીને માર્યું બાળ.
આગળ એનો થયો સંવાદ, વણસી જશે કરતાં પ્રમાદ;
વેગેથી બોલાવ્યાં બેન, કારાગ્રહ રાખ્યાં દિન રેન.
આડી ભોગળ લોહ કમાડ, જાણે આંબા પાછળ વાડ;
અટ બાળક મારીયાં તેહ, પાપ તણી શંકા નહીં જેહ.

એનાં કારણ જે છે શાપ, | પૂરવ જનમ તણો એ બાપ.
સાતમે ગર્ભ જનમ બળદેવ, | જાણે તેને કારણ એવ;
ગર્ભ સંચારે કહે દેવેશ, | માયાને દીધો ઉપદેશ.

## દુહો.

માયાવી આકર્ષણ કરી બળિભદ્ર તણું શરીર,
સહસ્ર કીરણ સવિતા તણાં હરીલેય જેમ હીર;
ઉદર જનેતા રોહણી આણી મૂકે જેહ,
છીપમાંહે જેમ સ્વાતીનું જાણે આપ્યું મેહ.
રત્નો અમુલખાં નિપજે તેમ સંકર્ષણ શરીર,
ગોકુળગઢ ઉચ્છૃંગીયું જનમતાં બળ ભદ્રવીર.

## ચોપાઈ.

પ્રભાતમાં ગઢ મથુરાં માંહ, | વાત કરે જન માંહે જ્યાંહ;
દેવકી ગર્ભ ગળી ત્યાં જાય, | વાત સાંભળી તે કંસરાય.
એવાણીથી સાંકળ ઢાળ, | મનમાંહેથી શમતો કાળ;
છૂટયા પાપે એહ અગાધિ, | ઐાષધ વિના ટળી ગઈ વ્યાધિ.
અષ્ટમે વૈરી આવે કાળ, | પૂરે માસે જન્મશે બાળ;
પગ પાટુ ધરી તે મારીશ, | નિશ્ચંતથી પછી રાજ્ય કરીશ.
કંસકપૂત વિમાસતો એ શું, | શ્રીપતિ સૈન્યે કરશે તે શું;
અંધ દેખે નહીં ઝંખે આળ, | માથા ઉપરે ભમતો કાળ.
દેવ તણી છે વસમી વાત, | બુદ્ધિ બળે પ્રપંચી કોણ માત્ર;
જીવ તણો ધારે સહુ ફોક, | મોત ગાંઠડી બાંધી મૂક.
રાત્રિ દિવસો નરચિંતા ભેર, | કામના બહુધા મન ભંભેર;
દેખે નહીં મરણ મતિ હીન, | પારધી જાળ પડયું જે મીન.
કર્મસંચિત થકી પાવક દેહ, | પડે વાટે જ્યાં જે શું નેહ;

એકી અનાથ વન ઉદ્ધાર, રક્ષતાં ઘર મટે અનાચાર.
પળમાં ઘર કરતા જળમાંહ, ને દધિ હેમ તણે તે આય;
મન અહંકાર ન કરશો કોય, કીધાં કર્મો તેણે તે હોય.
કર્મો તણો મોટો મહિમાય, બંધને બાંધ્યા રાણા રાય;

## દુહો.

વચન એક સાચું કહીશ સાંભળજો સહુ કોય,
પુરૂષારથો પાછાં પડે દૈવ કરે તે હોય.

## ચોપાઇ.

સંગાથમાં સુર કેરો સાથ, આવતા આઠમે જગનાથ;
અવતરતા સ્વામી દેવેશ, ઉદર માંહે કીધો પ્રવેશ.
વિશ્વ સરવે જેના આધાર, કેમ સમાણું ઉદર ગોઆર;
સુક્ષ્મ રૂપે કીધો વળી વાસ, જાણે બીજ વૃક્ષે વટ ખાસ.
સઘળી પૃથ્વી કેરૂ ધન ધાન્ય, અંશથી રત્ન વસતા પ્રાધાન્ય;
અંતરયામી હૃદયમાં સ્થાન, પાવક રાખે ઢાંકે ધ્યાન.

## દુહો.

કંસે દીઠી દેવકી બહેન ધરે બહુ તેજ,
વેરી મારો અવતરે આઠમો ભાણેજ;
ઉદરમાંહે આવી વસ્યો વિષ્ણુ તણો કહે અંશ,
વધ કરવાને ચાલીયો કારાગૃહમાં કંસ.
બહેન તણું વધનવ ઘટે દારૂણ કર્મ નૃપેશ,
એવું વિમાસી મનથી પાછો વળીઓ શેષ;
બ્રહ્માદિક સુર આવીયા પ્રણમ્યા શ્રીભગવાન,
સ્તવન કરી પાછા વળ્યા પહોચ્યાં નિજસ્વસ્થાન.




**श्री कृष्ण उवाच**

कृष्ण कृष्णेति कृष्णेति यो मां स्मरति नित्यशः ॥
जलंभित्वा यथा पद्मं नरकादुद्धराम्यहम् ॥ १ ॥

## ચોપાઇ.

નક્ષત્ર રોહિણી શ્રાવણ માસ, નિશા અંધારી આઠમ ખાસ;
કૌલવ કરણુને મંગળવાર, મધ્ય રાત્રિએ જનમ્યા મોરાર.
દ્વારે સાંકળ ઉઘડી લોહ, રખવાળાને ઘેરણુ મોહ;
ભાગી ભોગળ સબળ અપાર, દેવળનાં ઉઘડીઆં દ્વાર.
શંખ ચક્રગદાવળી પદ્મ સાથ, કમળ નયન પ્રફુલ્લ મુખેનાથ;
કૌસ્તુભ મણિ ભૂષિત જગનાથ, મુસ્તકે મુકુટ ચારનિજ હાથ.
દેખી દેહ અતુલ મહિમાય, માત પિતા બે લાગ્યાં પાય;
સ્તવન કરી સંતોષ્યા ભૂપ, તતક્ષણ થાએ બાળ અનૂપ.
તેને લઈ ચાલ્યા વસુદેવ, ગોકુળ ગામ પહોચે એવ;
પુત્રી ઉલટપાલટ સ્વીકાર, લઇ ચાલ્યા છૂપ્યા મોરાર.
આવ્યો ત્યારે કંસ ભૂપાળ, ક્રોધ કરીને લીધી બાળ;
પગ સાહીને કરે વિનાશ, એટલે કન્યા ગઇ આકાશ.
ધારતાં રૂપ યોગીની માત, સાંભળ કંસ રાય એક વાત;
રે મુરખા હરિ વૈરી વ્યાળ, ભૂમિતારા અવતર્યો કાળ.
મર્મ વચન સાંભળીને તેહ, ખડગો ભાંજી મૂકતો તેહ;
બહેન દેવકી લાગું પાય, મુજ અપરાધ કરજે ક્ષમાય.
વળતું વચન બહેન ઉચ્ચાર, બાંધવ તણી પ્રશંસા અપાર;
સુખ દુઃખ પ્રાપ્તિએ કર્મ પ્રભાવ, પેર બોલ્યાં બહુ ધર્મ સ્વભાવ.
તો એ કંસના પામે ચેન, હૈડે સાલે દુઃખ દિનરૈન;
કંસ કરે ત્યાં વિમાસણ પ્રાણ, નિર્ધનીને બહુ રૂણથી હાણ;
મનમાંહે ઘણી ચિન્તા થાય, વ્યાધિના પેરે નિદ્રા જાય.

निद्रातात [illegible]स्तथा, येन व्याधिनि पं[illegible]ताः ॥
अविधिय [illegible]लत्राणां, ये चान्ये कृत वैरिणाः ॥ १ ॥

**દુહો.**

રાતદિવસે નિદ્રા નહીં ભય પેઠો મનમાંહ,
તેલ વિનાનો દીવડો ક્ષણુક્ષણુ ઝાંખો થાય;
દિનદિન કંસ કાયાપડે એહ દ્રષ્ટાંત નરેંદ્ર,
પૂનમ પછી સાંચરે જેમ અમાવાસ્યા ચંદ્ર.
જડ છેદી તરૂવર તણી દિનદિન સુકતી ડાળ,
કંસ થાય તેમ કાળ મુખ ગરૂડ ભય જેમ વ્યાળ;
દુઃખ દાવા નળે પીડીચું નહીં સમાધીન સુખ,
चिंतातुराणां न सुखंननिद्रा, अर्थातुराणांस्वजनोनबंधुः ॥
कामातुराणां नभयंनलज्जा । क्षुधातुराणांनबलंनतेजः
હૈડા માંહે ઉગતાં જેમ ચિન્તા વૈરી વૃક્ષ.
કંસે સેવકો તેડીયા રક્ષા કરો ઉપાય,
તેટલી કથા ચાલી ગઇ ગોકુળમાં શું થાય;
આનંદ ઉત્સવ નંદ કરે પુત્ર જન્મે પરમાનંદ,
હરખ્યા સુર નરલોક ઇંદ્ર કોપે કંસાસુરમંદ.

**ચોપાઇ.**

ગોકુળ જનમ્યા ગોવિંદ શ્યામ, આનંદ પન્નગ સુરનરો ધામ;
ગાંધર્વ કિન્નર રમેજયાં રાસ, દેવ બ્રહ્મા મુનિવર ચોપાસ.
મુનિવર કેરા મનમાં ધ્યાન, સરવે દેવોને બહુ માન;
ઘરોઘર મંગળ ઉત્સવ સાર, આનંદ ગોકુળ થાય અપાર.
આપતા કનક રત્નો ભંડાર, વદે બંદીજન જય જયકાર;
ગોકુળ કેરી સરવે નાર, તન શ્રૃંગારો સજીને સાર.
અબળા એક કુવારા બાળ, જોઇ દેવ શ્રીજી પ્રતિપાળ;
અનંત એ અવતરીયા દેવ, કરવા દાનવનો અંત એવ.

पूतनावध



श्रीभगवान उवाच

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहं ॥
जयोऽस्मि व्यवसायोऽस्मिसत्वं सत्ववतामहं ॥

गी. अ. १० श्लो. ३६

Lakshmi Art, Bombay No. 8.

ટાળવા સેવક સંતો શાન્ત, | ભીમ તણો સ્વામીશ્રી કાન્ત;
કંસે બહેની મોકલી એક, | દેવકી પુત્રનો વદુ વિવેક.
બહુ બાળક માર્યા ચાંડાળ, | વેગે આવી ગોકુળ ભાળ;
વિપરીત રૂપે નારી ધ્યાન, | યૌવન ભરી ભામિની શાન.
લટકે પગલું ભરે ગજ જેમ, | શાણી મળવા આવી તેમ;
અવનવ વિધ સોહે શ્રૃંગાર, | પહોંચીનંદ તણાઘર દ્વાર.
વદે બહેન યશોદા નામ, | રમતા તા કમળાપતિ શ્યામ;

દુહો.

બાઇ બેટો તમો તણો તે બોલાવા કાજ,
હરખ ભરી ઉતાવળી મળવા આવીછું આજ;
વાચા ચંદન શીતળ મુખે રળીઆતજ નેહ,
હૈડે ખડગ લોહા તણું ધૂર્ત લક્ષણ એહ.
માસીનું મન ઓળખી હરખીત શામળવાન,
રમતા આવ્યા આસને કરવાને સ્તન પાન;
બોલે બોલ સોહામણા હૃદયમાં બહુ પાપ,
લીધું વરાંસે દોરજ્યાં ખોળા માંહે સાપ.
મુખ જોતાં માસી તણે સૌ વદન અંગુઠે ચર્ણ,
કેશરી ઘેર પરૂણુલો જાણે આવેલ હર્ણ.

ચોપાઇ.

વિષ હળાહળ ભરીયાં જેહ, | સ્તન મુખમાંહે દેતી તેહ;
કર ભીડી ધાવે શ્રી શ્યામ, | ઢીલાં આઠે અંગથી હામ.
કંઠે પાપી શું વળગી માન, | છોડતાં નહીં છુટે કાન;
મૂકમૂક કેશવ તુજ દાસ, | વળી નવ આવું તારે પાસ.
સમ્યક મુને વિમાસીત મૂળ, | પેટ ઉલાંસી ઉપાયું શૂળ;
મૂકમૂક કહેતાં તું તાત, | સોશી લીધી સાતે ધાત.

આવી મરણ પામી હું નાર, ચૂકી છું ઘર તણી વૃતહાર;
અન્તઃકરણ આરોગે નાથ, જે વૈકુન્ઠ ભોગવતા હાથ.
મરતાં કીધો મોટો દેહ, બાળક ધાવે શામળ એહ;
તેહ પર સોહે શ્રી શ્યામ, જાણે ગિરિ મસ્તકે શિવ ધામ.

દુહો.

મરતાં હરિનાં પિશાચીને દર્શન શાલિગ્રામ,
તેહ પૂતના નિચે ઉપર મુતિવંતા શ્યામ.

ચોપાઇ

વેગી આવ્યા સર્વ ગોવાળ, ઉંચા ચડી ઉતારતા બાળ;
ગોકુળ વરત્યો જય જયકાર, ગાએ ગોપી મંગળો ચાર.
માંહોમાંહી કરે સંવાદ, એક ભણે અંબોકા પ્રસાદ;
એક ભણે માતાનાં ભાગ્ય, નંદરાય તણે ધર્મ સુભાગ્ય.
એક ભણે ચાલી ગઇ ઘાત, બાળક બાંધવો રક્ષાવાત;
આપણને રીઝયા જગનાથ, અંતરે દીધો આડો હાથ.
મર્ણ પડેલી પૂતના જેહ, કટકા કરતા બાળે તેહ;
પરિમલથી ઉવેખ્યું ચોમેર, તેના સુગંધે મોહ્યું શહેર.

દુહો.

પરમ અનંત ઉદાર એ પાત્ર કુપાત્ર પરખે સહી,
પાપ કરંતી દુષ્ટ નર્ક ગામી પૂતના કહી;
ભૂધર ભક્તો કાજ એ કુળ ક્રિયા જોતા નહીં,
લંકા કેરૂં રાજ તે રાક્ષસ રોળી દે મહી.
કરતા સેવક કાજ સમર્થ સ્વામી આયુદ્ધ કર;
સ્થિર સ્થાપ્યો પ્રેલ્હાદ ભણુવા શ્રી બ્રહ્મા હરિહર.

## ચોપાઇ.

ધન એ સુભાગી પૂતના નાર, ભય યમ દૂતના ટળતા પાર;
ટળ્યા સંસારના સર્વે દોષ, વેરે વાધી પામી મોક્ષ.
સમરથ સ્વામી શ્રી ભગવાન, વેરીને આપે નિજ સ્થાન;
કાળકૂટ વિષ પાતાં જેહ, પદમાતાનાં પામી તેહ.
ભક્ત વત્સળ કેશવ એ કૃપાળ, સાચે મન સેવે ગોપાળ;
સંકટ ટાળતા સેવક ધ્યાન, અવિચળ પદ આપે ભગવાન.
દર્શન આતમ પ્રીય ભગવાન, માયા મોહ હરતા અજ્ઞાન;
સાહિત સખા પુરૂષોત્તમ પ્રાણ, ધાતા માતા પરમ સુજાણ.
શ્રી પતિ સંતો સદા દાતાર, દીન અનાથ તણા આધાર;
ત્રાતા ભ્રાતા સાક્ષી શ્યામ, દુસ્તર ભવ સાગરનાં કામ.
અનંત વિભુશ્રી એહ ઉદાર, તેહથી પ્રીતિ કરો અપાર;
મન જીવ જોતાં સમ્યક સાખ, હરિ સમોવડ કોઈ નવ વાખ.
યોની શું કષ્ટ વિભોગે ભોગ, લાધે જનમ માનવી યોગ;
નારાયણ ચરણે ચિત્તધાર, તેહ અનંત ના પામે પાર.
ગુણ ગોવિંદ તણા એ અપાર, ગર્ભવાસ નહી આવે સાર;
ભીમ ભણે એ સમ્યકે સાર, વધ પૂતના કળા અગીઆર.



# दशम स्कंध
# कळा अगीआरमी.
## सपूर्ण.

કલ્યાણુમ.

શ્રી

ॐ

# श्रीमद् संगीत भागवत

# संक्षिप्त.

## दशम स्कंध.

## कळा बारमी.

### પ્રારંભ.

#### દુહો.

બાળ ચરિત્ર ગોવિંદ તણાં જાણે નહીં વિચાર;
તદપિ બુદ્ધિ થકી કરી કહીશ થોડેથી સાર.

#### ચોપાઇ.

ઝોળી માંહે સુવાડયું બાળ, સુતે બાળકે કીધી આળ;
પાદ પ્રહાર સકટ ભંગ થાય, તૃણાવર્ત તણે મોત મપાય.
ગુરૂશ્રી ગર્ગાચાર્ય આવેલ, બાળકો બન્ને બોલાવેલ;
નામ વિધાન કહાવે તેહ, બળિષ્ટ બંધુ શ્રીરામકૃષ્ણ જેહ.
બાળ પંપાળે માટી ખાય, વદન ઉઘાડી જોતાં માય;
દર્શને ત્રણ ભૂવન મુખવાસ, માત યશોદા મોહ શુ પાસ.
નાનાં બાળક સાથે ગેલ, વાત કરે મનથી રંગ રેલ;
લોક તણાં સુખડાં લઈ જાય, મર્કટ ઘૃત માંખણે પોષાય.

મહિ વલોવે યશોદા માત, શ્યામ લગાવે ગોળી લાત;
ગોળી ફોડી મહિ ઢોળાય, જાણે પૂર નદી ન સમાય.
માત દામણું લાવે ગાય, બાંધવા બાળકને લંભાય;
શ્યામ શ્રી નહીં બાંધ્યા જાય, બંધન માતને મોટાં થાય.
ખેદ યશોદાને અપમાન, બંધાતો નથી કેમ તું કાન;
માત તણી અનુકંપા ધ્યાન, આપો આપ બંધાયા કાન.
કેશવ હળવે રડતા જાય, ચૌદ લોક ભાવે છોડાય;
ભવનાં બંધન છોડતાં જેહ, ખાંડણીએ બંધાયા તેહ.
તરૂવર બહુ વનમાં સોહાય, માંહે ચાલ્યા શામળ જાય;
લીલાં નાખ્યાં મોડી જેહ, સ્તવે સૌ રૂપે માનુષ તેહ.
માતા પાસે બંધાઈ આપ, સેવક ના ટાળે ત્રય તાપ;
સ્થાવર યોનિ શું પામ્યા એવ, બાંધ્યાં બંધન છોડતા દેવ.
મુનિવર નારદ કેરો શાપ, કેશવ પ્રસન્ન છોડતા પાપ;
દેતા તેને અવિચળ ઠામ, હરિ પામ્યા દામોદર નામ.
વળી તું પવિત્ર પરાક્રમ પેખ, કીધો વધ બક અસુર વિવેક;
જોઈ અઘાસુર કર્મ આચાર, ઉતારતા તે ગરવ અપાર.
બહુ ગોપાળ સંગાથે ગાય, ચારવાને વૃંદાવન જાય;
બ્રહ્મા આવ્યા કપટના કામ, વછ ગોવાળા હરે તમામ.
તતક્ષણ નવાં નિપાવ્યાં તેહ, ગૌ ગોપી મન અધિકા સ્નેહ;
બ્રહ્મા આવતા વરસે એક, જોવા પાછા આવ્યા છેક.
દેખી શ્રીકૃષ્ણ વિભુનાં કામ, હરિ વિભુ વ્યાપે ઠામો ઠામ;
વિસ્મય પામીને બ્રહ્મા જાય, વિનવેને કર જોડે પાય.

દુહો

ઉદર માંહ બાળક વસે પીડા કરે અઘાત,
માતા મન આણે નહીં તેહ તણા અપરાધ;

બ્રહ્માંડ કોટી વ્યાપી રહ્યું શું તારો મહિમાય;
અજ એક માંહે વસેલ ઓષ્ટ હાથ મુજ કાય,
તું આત્મા આતમ પણે જાણે નહીં કો જેહ;
પ્રપંચી પંચ ભૂત માટે પ્રકટતા કારણ તેહ.

ચોપાઇ.

મુક્તિ પંથ કેરાં એ સોપાન,
તારી ભક્તિ તજવાં અભિમાન;
શાળે કુશકા ખાંડણ કાર,
આધિ વ્યાધિ ઉપાધિની હાર.
રહે તમપદ પલ્લવ અનુસાર,
તે ભવસાગરમાં તરનાર;
બ્રહ્મા હરિને કરતા પ્રણામ,
દીધું આયસ પહોચ્યા ઠામ.
મોટો દાનવ ધેનુક નામ,
શ્રી બળદેવ જીત્યા સંગ્રામ;
મુસ્તકે મૂકતા બન્ને પાગ,
કૃષ્ણે દમીઓ કાળી નાગ.
નંદ છોડાવે ગોવિંદ નાથ,
અજગરને દેતા પદ સાથ;
પીતા દવને રાખી ગાય,
રીતુ-પરણ કેરો મહિમાય;
બંસી વગાડે ગોવિંદ શ્યામ,
ગૌ ચારે જ્યાં ગોકુળ ગામ.
મધુરા શબ્દે ગાતા ગીત,
વૃત્ત કાત્યા-યનમાં ચિત્ત પ્રીત;
ગોપી મન રળીઆતજ થાય,
પૂજન કરે અંબીકા માય.
વાંચ્છના વર શ્રી વિશ્વાવાસ,
કરતા શ્રીકૃષ્ણ ઉપર શું હાસ;
વસ્ત્રો હરી લીધાં ગોપાળ,
ને પાછાં આપ્યાં તતકાળ.
દીધાં બ્રહ્મ ગોપી વરદાન,
પૂરિશ કામ કહ્યું ભગવાન;
બ્રાહ્મણ યાગ કરે સુખદાઇ,
ગોવાળા મોકલી રક્ષાય.
જાણતા ધર્મ તમો મુનિદેવ,
રામ કૃષ્ણ માગે ત્યાં સ્વમેવ;
દીક્ષિત અન્નથી દોષ ન થાય,
જાણ એ યજ્ઞ પુરૂષ મહિમાય.
નવ બોલે વૃત ધારી મૌન,
ઉત્તર અન્ન ન આપે ધ્યાન.
તેહ તણી નારી છે જેહ,
અંતરયામી પ્રેરતા તેહ;
આણતાં અન્ન કરતાં સંવાદ,
પ્રામી કૃષ્ણ તણાએ પ્રસાદ

ગિરિ ગોવરધન ઉત્સવ થાય, ઈંદ્ર મનમાં ક્રોધે ભરાય;
મુશળધાર મોકલતા મેઘ, ગોકુળ ગાય પલાળે વેગ.
વરસે દેખી તે ગભરાય, ત્યાં તોળે ગોવરધન રાય;
ગોપ ગોવાલણી રાખી ગાય, સુરપતિ આવી લાગ્યા પાય.
દીઠાં કૃષ્ણ તણાં વળી કામ, ગોપ ભણે અમો જાણું હામ;
માનુષ નહીં પ્રત્યક્ષ એ દેવ, કરતા વિસ્મિત શ્રીકૃષ્ણ એવ.
આય દેવો આવ્યા અનેક, ગોવિંદને કીધા અભિષેક;
છોડતા નંદ વરૂણથી પાસ, આનંદમાં ગોકુળ ચોપાસ.
ક્રીડાશું વૃંદાવન મોઝાર, ગોપીથી કરતા મોરાર;
નિર્મળ થાય પૂનમની રાત, સોળ કળાએ શશિ સુખ શાત.
કેશવ થાય ત્યાં અંતર ધ્યાન, ભાવીક ભક્ત વત્સળ ભગવાન;
ઓળંભા શું ગોપી શ્રીશ્યામ, વળી રમેનાના—વિધ નામ.
આનંદ એક અભિનવો આજ, વૃદાવનમાં રાસનો સાજ;
વાંસ વગાડી કૃષ્ણ મોરાર, નાચે નારી છંદ મોઝાર.
વળી વૃંદાવન ગોપી નાચ, ગોપી નાચે રાચે નાથ;
નારદ મધુર સ્વરે આલાપ, ગાએ હરિ વિલાસથી આપ.
સુંદરી નવ યૌવન તનઠામ, રંગે ભરેલા રાસે શ્યામ;
ફરતાં વૃંદો વનિતા અપાર, મધ્યે શામળવરણ મોરાર.
ભીમ ભણે અંતર અભિલાષ, ધન ધન ગોપી પૂરે આશ;
ક્રીડા કરતા અદૃષ્ય શ્યામ, ગોપી વિરહ થાય બે ભાન.
જોતી જોતી હીંડે નાર, રોતી રોતી વન મોઝાર;
વેદના શોક મોહ અપાર, વૃક્ષ કને શુદ્ધિ પૂછતાં સાર.
કાન્હડ મનડું કાંહરી લીધું, ધુર્તપણે લક્ષણ કોઈ કીધું;
કૃષ્ણ વિના ઘણો વ્યાકુળ સાથ, શરીર શુદ્ધિ હરતાં હો નાથ.

તાલા વેલી જીવન નાથ, ભવ તારણ દ્યો ડુબતાં હાથ;
કેળ તણી પેર મુંજી દેહ, લજ્જા વિરહથી વિસરી તેહ.
મનથી કીધો એહ વિચાર, અંતર યામી એ સર્વો ધાર;
ધુન ગોપી ગીતોથી શ્યામ, પત્યક્ષ થાય પરમ શ્રીશ્યામ.
ગોપીને ઉપન્યુ રળીઆત, રાસ થાય પૂરણ સુખ શાત;
માધવના અંતર થકી નાર, અંગના અંતર શું હરી પાર.
વનમાં રમતા ક્રીડા રાસ, એશું આનંદ ભરી ઉલ્લાસ;
લીલા યશોદા નંદ સોહાય, એકી વૃંદા વનમાં ગવાય.
નંદ કુવર રંગથી રમેઠામ, ભણવાં વૃંદાવન રૂડાં ધામ;
નંદ નંદન તણાંય હીર ચીર, ચુંદડી ખેંચે ગોપી શીર.
સુવર્ણ માણિક મોતી હાર, ભૂષણો વિભૂષિત પુલહાર;
વીણા વાદ્ય મૃદંગ રસતાલ, ધુન ગજાવતાં વૃજનાં બાળ.
વનજળ ક્રીડા નૃત્યે નચાય, મધુર ગીત આલાપો થાય;
નંદ કુંવરમાં લક્ષવા આશ, ધન્ય ગોળણી નાર આભાસ.
ભીમ ભણે સ્વામી શ્રીનાથ, ભવ સાગરે ભીડવા બાથ;
ગૃહીઆ કૃષ્ણ છોડાવે અનાથ, ભક્ત વત્સલ શું એ દીનાનાથ.
અહોનિશ ભક્તિ પ્રસન્ન ભગવાન, વિદ્યાધર આપતા પદ સ્થાન;
શંખચડ જે દાનવ બળવાન, કરે કૃષ્ણ અન્ત અપમાન.
વેગે શિર છેદીને ન્યાય, રત્નો અમુલખાં હરતા જ્યાંય,
કહેતા નારદ કંસ રિપુ એહ, રામ કૃષ્ણ અવતરીયા જેહ.
વચન સુણી કારાગ્રહ એવ, કલત્ર સહિત રાખ્યા વસુદેવ;
શું ગોપીમન યુગલ ગીત, ગાએ ગોવિંદ ભકિતની રીત.
અહનિશધ્યાયે શ્રી ભગવાન, અધક્ષણ એક નમૂકે નામ;
વ્યોમા સુર જે પાપી આપ, કેશી વૃજને દે પરિતાપ.

કૃષ્ણે કીધો તેનો સંહાર, કંસના મનમાં શોક અપાર;
વિઘ્ન કરવા કંસ પ્રમાણ, મોકલતા નિજ સેવક જાણ.
વૃષભાસુર અતુલ બળધામ, કૃષ્ણે વધ કીધો તે સકામ;

દુહો.

કહેતો કંસ અક્રૂરને સુણો અમારી વાત,
રામ કૃષ્ણ રિપુ માહરા વેગે આણવા તાત;
ગોકુળ નંદ ગોપ વસે દહીં દુધ ઘૃતમાં ભાગ,
કહેજો કંસેમાંડીઓ નગર મથુરાં યાગ,

ચોપાઇ.

અક્રુર ગોકુળ ભણી પ્રયાણ, દીઠાં પગલાં પુરૂષ પુરાણ;
ધન ધન આ મારો અવતાર, મન દેખું એ દેવ મોરાર.
મન હરખીત ગોકુળ અક્રૂર, આવે જ્યાં આથમતે સૂર;
નંદાદિક ગોપને હરિ રામ, મળતા સ્વાગત કરી પ્રણામ.
રાયના કહેતા આદેશ, વેગે તેડયા ત્યાં દેવેશ;
કહેતા નંદ ગોકુળ શું ગાય, મણિ માણિક માગે જે ગાય.
તેવે સમ્યક આપીશ એમ, રામકૃષ્ણ આવે નહીં તેમ;
કહે જાવું શ્રીગોવિંદ શ્યામ, નંદ પ્રબોધે આત્મા રામ.
નાના વિધ લીધા ઉપહાર, રથ જોડયુ શ્રી દેવ ગોરાર;
દેખી કૃષ્ણ તણું એ પ્રયાણ, ગોપી ભણે અમારા પ્રાણ.
હરવા વળી આવ્યા અક્રૂર, નામે અસત્ય કહે એ ક્રૂર;
દુષ્ટો તણો જોયો મહિમાય, આંખ્યો અમારી લેઇ જાય.
હે હે દેવ અદૈવત એહ, શ્રીકૃષ્ણ વિના શું ધરશે દેહ;
કાયા જીવે કાંવણ પ્રાણ, નેત્ર વૃથા દર્શન વિણભાણ.
કૃષ્ણ અમારો શું આત્મા રામ, દુરાત્મા શું હરી જાય શ્યામ;

ગોપી કરતી અસહ્ય વિલાપ; અક્રૂરજીને દે બહુ શાપ.
ગદગદ કંઠે કાંપતી કાય, તનને પાલવ પલળે જાય;
સૂકે મુખ નયણે જળ ધાર, કૃષ્ણ સ્વામી રથ આડી હાર.
આશ્વાસન દે કૃષ્ણ મોરાર, ગોપી સહ તે મથુરાં દ્વાર;
અક્રૂર યમુનાં કરતા સ્નાન, દેખતા વિષ્ણુ જળે ભગવાન.
ને દેખે રથ બેઠા તેહ, વળી દેખે યમુનાં શુ જેહ
વિસ્મય પામ્યા મનમાં અપાર, ભકતવત્સલ સેવક કીરતાર.
મોંઘો પુરૂષોત્તમ મહિમાય, સ્તવન કરેને લાગે પાય;
અક્રૂર માગે એ વરદાન, મારે ઘેર આવો ભગવાન.
શ્રેષ્ટ જે હરિ પદ પંકજ રેણું, જીવકુળ પાવન થાય તેનું;
કાકા તમો મનોરથ જેહ, કૃષ્ણ ભણેલા પૂરિશ તેહ.
અકુર આવ્યા નગ્ર મોઝાર, વાતો પહોચી રાજ્યદ્વાર;
રામકૃષ્ણ રથે બેઠા દેવ, વેગે મથુરાં આવ્યા એવ.
નગર દ્વારે રહ્યા દેવેશ, પ્રભાતે એ કરતા પ્રવેશ;
ગોપ સહિત સોહ્યા ગોપાળ, દેવ સંગાથે ઇંદ્રનૃપાળ.
મુનિવર સુરનરો પન્નગ લોક, કૌતુક જોવા આવ્યા થોક;
મારગ મળતા પરિચય જેહ, માગ્યાં વસ્ત્ર સૌ આપ્યાં તેહ.
રજક કહે વનચર ગોવાળ, નહીં ઓળખે તું ભૂપાળ;
કૃષ્ણે તેવી વાણી વિચાર, દીધી શિખામણ કંઈ અપાર.
બૂચટ મારે શિર પડે વાર, પડે જેમ વૃક્ષતણું ફળ સાર;
ભોળે પડે લુંટે સંઘાત, અજાયાની જેમ ઘર વાત.
વસ્ત્ર હરતા હરજી ગાપાળ, સઘળા કીધા ઝાક ઝમાળ;
સુદામા વનમાળી સુનામ, માળા આપી કરે પ્રણામ.
આગતો ભકિત ઘણી ભગવાન, તેને દીધાં મન વરદાન;

કુબજા હાથે કચોળું જેહ, ભરીઆં બાવન ચંદન તેહ.
પૂજતી રામકૃષ્ણ નિજ ભૂપ, રૂપ સુંદર તે કીધાં અનૂપ.
સર્વે જગ્યા દેખાડ્યા લાગ, જાણે ડોકર ઘરમાં વાઘ.
ધનુષ્ય શાળા કંસ તણી જેહ, પેઠા ધણી ત્રિભોવન તેહ;
મહા ધનુષ્ય પૂજાએ જેહ, ડાબે હાથે લેતા તેહ.
ભાગ્યું જ્યાં શબ્દ ગયો આકાશ, મથુરા માંહે પડતો ત્રાસ;
આવતા પડ્યાં રાત્રિ ઠામ, સાથ સરવનંદ કૃષ્ણને રામ.
દેખતો કંસ સ્વપ્નો મોઝાર, કાળાં વસ્ત્રો પહેરી નાર;
શ્વાન શિયાળને ખર ઉંટ સાથ, કાતી કાઢી ખપરાં હાથ.
વેગે ચાલે એ સહુ વાર, ગર્દભ તણે થાએ જે સ્વાર;
નખથી તેલ ખરડતા દેહ, દિશા દક્ષિણે ચલાવે તેહ.
શિર છે દે જાગ્યો ભયભીત, પ્રાત હવો ત્યાં શું ભાગ્ય રીત.

દુહો.

કંસે મલ્લ તેડાવીઆ જે મુષ્ટિક મલ ચાણુર,
મલલો અખાડે રામકૃષ્ણ મરડી કરજો ચૂર;
તતક્ષણ રંગ ભૂમિ ચડ્યા જ્યાં આયસ દીધું રાય,
મલ્લ વાયક બાંકડી ત્યાં ટોડા બાંધી પાય.
મુષ્ટિક મલ ચાણુરજે મલ્લ અખાડે મોડીઆ,
સોહ્યા શ્રીપતિ સુર જ્યાં રંગ ભૂમિમાં ત્રોડીઆ;
કંસ કરતો કંઈ રોષ મનમાંહી માધવ તહીં,
જડેલ ઝળકતું કાંસુ સોને એ સોહે નહીં.
કંસ પહોચ્યો કાળ કર્મે કલહ કેશવ શું કરે,
સિંહ સામે એ શિયાળ પુરૂષારથ શું આદરે.

ચોપાઇ.

બોલે કંસએ બાંધવ એહ, રામકૃષ્ણ રિપુ મારવા તેહ;
લોહથી બાંધુ નંદના પાય, વેગે ગોકુળ લુટશું ગાય.
વચન સુણી કોપ્યા દેવેશ, કચડી દાંતો સાહ્યા કેશ;
હેઠો નાખ્યો ઉપરે શ્યામ, તેની કાયા ચુર્ણ તમામ.
ભાઈ જે સાઠ કંસના જેહ, યુદ્ધ કરવાને આવ્યા તેહ;
હવા હરખીત પુરૂષ પુરાણ, કાઢી લીધા તેના પ્રાણ.
માતપિતા છોડાવ્યા પાસ, કુસુમ વૃષ્ટિ વરસે આકાશ;
દેવ સહિત આવ્યા દેવેંદ્ર, પ્રણમ્યા પાય ઘણા જગઇંદ્ર.
સવ સેવકનાં સાધ્યાં કાજ, ઉગ્રસેનને દેતા રાજ;
એવે નંદ ગોકુળ મોઝાર, મથુરાં નગર વસ્યા મોરાર.
ભીમ ભણંતે કથા સુખસાર, રૂપક આઠ શું એશીવીચાર;
બોલતાં કંસનો વધ વિસ્તાર, પાયા ત્રણ કળાગણો બાર.

# बारमी कळा

## संपूर्ण.

શ્રીકૃષ્ણાર્પણસ્તુ.

કલ્યાણમ.

શ્રી



वृत्रासुर वध





कस वध



यत्राधिकृत्य गायत्री वर्ण्यते धर्मविस्तरः ॥
वृत्रासुर वधोपेतं तद्भागवतमिष्यते ॥ १ ॥

ॐ

# श्रीमद् संगीत भागवत संक्षिप्त.

---

## दशम स्कंध.

## कळा तेरमी.

### પ્રારંભ.

દુહો.

હવે ચરિત્ર ગોવિંદ તણાં મથુરાં કીધાં જેહ;
અધ્યાય સાત તણી કથા સરવ બોલીશ તેહ.

ચોપાઇ.

બાંધવ બે વિભુ કેશવરામ, પુરી અવંતી જે ઉત્તમ ઠામ;
ગયા વિદ્યાર્થે કૃષ્ણ ને રામ, ત્રિજા મિત્ર સુદામાએ નામ.
રાત્રિ દિવસે બેઠી શુદ્ધ શાન, દેહતણાં સુખ દુઃખનાં માન;
ભણવા ચાલ્યા ગુરૂ નિશાળ, ચાદ વિદ્યા દિન ચોસઠ કાળ.
કરતાં પાઠ ન લાગે વાર, જાણતા આગળ બહુ અપાર;
સરવે વિદ્યા મહા ગુણ જાણ, દક્ષણા યાચે પુત્રના પ્રાણ.
આજ્ઞા ગુરૂશ્રી કૃષ્ણ બળરામ, સમુદ્ર યાચે આજ્ઞા કામ;
શંખ લેઈ વિભુ શ્રી જળ બહાર, આપતા યમ પુરી મોઝાર.
લાવી આપ્યો ગુરૂનો બાળ, વિભુશ્રી કૃષ્ણ પાપીના કાળ;

વૃજ ગોકુળમાં શોક અપાર, | ઉધ્ધવનો ટાળ્યો અવિકાર.
યશોદા નંદે ગોપી સાથ, | અરપતા તત્વવિચારો ગાથ;
આપે વર કુબજાને કામ, | અક્રૂર જાએ કૌરવ ગામ.
જ્યાં કૌરવપતિ વાદ અસાર, | અક્રૂર આવ્યા મથુરાં દ્વાર;

श्री भगवानुवाच अथ ब्रंम्हगीता उपदेश.

भवतीनां वियोगोमे नहि सर्वात्मना क्वचित् ।
यथा भूतानि भूतेषु संवाय्वग्नि जलं मही ॥ १
तथाहंच मनः प्राण भूतेंद्रिय गुणात्मना ।
आत्मन्ये वात्मनात्मानं सृजेहंस्यनु पालये ॥ २
आत्ममायानुं भावेन भूतेंद्रिय गुणात्मना ॥ ३
आत्मज्ञानमयः शुद्धो व्यतिरेक्तो गुणान्वय ।
सुषुप्ति स्वंप्ना जाग्रद्भिर्मायावृत्ति मिरीयते ॥ ४
येनेंद्रियार्था न्ध्यायेन मृषा स्वप्न वदु स्थितः ।
तन्नि रूंध्यादिं द्रियाणि विनिद्रः पत्यपद्यत ॥ ५
एत दंतः समाम्नायो योग साख्यं मनीषिणां ।
त्याग [illegible]ः सत्यं समुद्रांत्वा इवापगाः ॥ ६

श्रीम. भा. द. अ. ४६ श्लो. २९ थी. ३५

## અર્થ.

જેમ આકાશ વાયુ અગ્નિ જળ અને પૃથ્વી એ પાંચ મહા ભૂતોનો વિયોગ પ્રાણીને નથીજ થતો તેમ હું પણ સર્વ નો આત્મા હોવાથી મારો વિયોગ કોઇને પણ થતોજ નથી. એ રીતેજ મન પ્રાણ મહાભૂતો અને ઇંદ્રિયો વગેરે ગુણોરૂપે થઇને હું પોતેજ પોતા વિષે પોતા વડે અને પોતેજ મહાભૂતો અને ઇંદ્રિયો–આદિના; સ્વભાવ વાળી માયા શક્તિના પ્રભાવથી સરજું છું પાલન કરૂં છું; અને નાશ પણ કરૂં છું. છતાં એ માયાવી વૃત્તિઓ જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ વડે, જાણવામાં આવતો જ્ઞાનમય આત્માનો શુદ્ધ અને એ ગુણોના અન્વય થકી રહિતજ છે. સ્વપ્નની પેઠે ઉભા થયેલા ખોટા, મન અને ઇંદ્રિયાદિક સુદ્ધાં એવું ધ્યાન કરવાથી રોકનારો પુરૂષ નિદ્રા રહિત થઈ મારા આત્મસ્વરૂપને જાણે છે. વેદ આદિ સર્વ શાસ્ત્રો અષ્ટાંગ યોગ સાંખ્યનો વિવેક સંન્યાસ લેવારૂપ ત્યાગ સ્વધર્માચરણરૂપ તપ ઇંદ્રિયાદિકને વશ રાખવા દમ અને સત્ય એ સર્વનું ફળ. તમામ નદીઓનું જળ સમુદ્રમાં આવે તે પેઠે મન ઇંદ્રિયાદિકને–રોકવાનું થઈને આત્મસ્વરૂપને ઓળખવું એટલુંજ.

### દુહો.

કૃષ્ણ કહે ઉદ્ધવ થકી વેગે ગોકુળ જાઓ,<br>
સંદેશો કહો અમ તણો નંદ યશોદા માય;<br>
ઉદ્ધવ ગોકુળ ચાલીયા વેગે વાંચ્યું તેહ,<br>
કથા કહી સંતોષતા સૌનંદ યસોદા નેહ.<br>
રથ ઉદ્ધવ વળયો દેખતાં નંદતણા ગૃહદ્વાર,<br>
ઓળંભાળ દે અતિ ઘણા ગોકુળ કેરી નાર;

પહેલાં કૃષ્ણ ગોવાળ પણ જગ પાળે શું ભૂપ,
ભક્તિ ભણી મુક્તિ પામશો શ્રીકૃષ્ણ ગોવિંદ અનૂપ.

ચોપાઇ.

આગળ રૂપ શ્રી કૃષ્ણ ગોવાળ, હવે ભણો મથુરાં ભૂપાળ;
જે કો ગણશે મન અસાર, નિરગુણ નિરલજ એ નરનાર.
ઓળંભા ઉદ્ધવને અપાર, શ્રી કૃષ્ણ વિરહ શું પારાવાર;
કપટ રૂપે એ માનુષ વેશ, વલ-લભકો એને નહીં દ્વેષ.
રક્ષવા કારણ લઇ અવતાર, ઉતારવા અવનીનો ભાર;
માયાવી મન હરિ મોરાર, મોહી નગર તણી જ્યાં નાર.
જેને ઘર ત્રિભુવનમાં રાજ, તેને ગોપી સમો શું સાજ;
કુળ ક્રિયા વણ મૂઢ પીડાય, ગૂઢ લીલા શું ગોથાં ખાય.
અહનિશિ પીડાય પ્રેમ પાસ, ચિત્ત અમારાં હરી ચોપાસ;
કુમકુમ ચંદને અંકિત ગાત્ર, વૃંદાવને રમતાં મધ્ય રાત્ર.
લીલા શું કૃષ્ણ હે કૃષ્ણ વિલાસ, શરણાંગત વત્સલ શ્રી નિવાસ;
તાપો નિવારણ સ્વયં પ્રકાશ, શોક કરો સ્વામી શ્રી નાશ.
કેસવ પુરૂષોત્તમ જગનાથ, ભવનિધિ ડુબતાં આપે હાથ;
અંતર યામી તું સરવ શાન્ત, ઉવેખે કરૂણા નિધિ શું કાન્ત.
ગોપી વિરહાતુર જ્યાં હોય, સંદેશા શ્રી શ્યામના સ્હોય;
બ્રહ્મ ગીતા ઉદ્ધવથી ભાન, ઉત્તમ તેની વાણી ધ્યાન.
ધન ધન ગોપીના અવતાર, કૃષ્ણ કથા રસના જે વિચાર;
ક્યાં વ્યભિચાર દુષ્ટ ધન જેમ, પુરૂષ અનાદિ શું શ્રીહરિ નેમ.
જન ધન વિષ્ણુ મુખે મને કાનં, મોટાં કુળ તેને શુભ માન;
હરિહર બ્રહ્મા શું કરે વિચાર, ધર્મ ધૂનીમાં લાભે પાર.
ગોપીને દીધો ઉપદેશ, હૃદયે અંતરયામી હમેશ;
ઉદ્ધવ વળતા કરી પ્રણામ, આવી મળતા કેશવરામ.

| | |
|---|---|
| એક વાર સ્વામી ગોપાળ, | કુબજા ઘેર જાય ભૂપાળ; |
| વિભુને દેતી અતિશય માન, | અક્રૂર ઘર ચાલ્યા ભગવાન. |

## પુર્વાર્ધ દશમનો છેલો.

शशंस रामकृष्णाभ्यां धृतराष्ट्र विचेष्टितं ॥
पांडवान् प्रतिकौर व्ययदर्थं प्रेषितः स्वयं ॥ १ ॥ (३१)

### દુહો

ભક્તિ ભાવે સંતોષીયા કીધો હરખ પસાય,
અક્રૂર વેગે મોકલ્યા જીહાં યુધિષ્ઠિર રાય;

## કંશની સ્ત્રી ત્રીવીધના થઇને પોતાના પીતા જરાસંઘને ઘેર ગઈ.

अस्तिः प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतवर्षभ ॥
मृतेभर्त्तरिदुःखार्ते ईयतुः स्मपितृगृहान् ॥ १ ॥

કંસ તણું વધ સાંભળી વળી જરાસંઘ ભૂપાળ,
દળ લેઇને આવીઆ ક્રોધ ભર્યા તતકાળ.
વેર જમાઈ હૃદય ધરી અસુર તણે મન રીસ,
વીંટે નગર રક્ષા હણી જ્યાં શોધે જુગદીશ;
નાશ દળ તેનું કરે ત્યાં તતક્ષણ શ્રી ગોવિંદ,
તુરે ના રહે આવતું જ્યાં યુદ્ધ કરવા મતિમંદ;
વાર સત્તર પેરે જીત્યો હરિ તે શું જરાસંઘ,
હરિ મહિમા જાણે નહી યથા રૂપ પરમાનંદ.

### ચોપાઇ.

| | |
|---|---|
| ખોટું શાન દેખે રાજેંદ્ર, | કાળ ગરવી પાપી શું કેન્દ્ર; |
| વેગે વીંટી મથુરાં પૂર, | મધ પાછળ મધમાખી શૂર. |

તે દેખીને શ્રી ગોપાળ, | આયુદ્ધ સરવ મૂક્યાં તતકાળ;
નાઠા જાએ શામળ કાન, | ગુફામાં પેસતાં ભગવાન.
જાય ગુફામાં શામળ વાન, | તતક્ષણ થાય ત્યાં અંતર ધ્યાન;
પુરૂષ જગાડયો સુતો શોચ, | ક્રોધ કરીને બોલ્યો ખોજ.
કાળ યવન કરે જ્યાં ભસ્મીત, | પ્રત્યક્ષ દેવ થઈ અનંત જ્યોત;
દેખી રૂપ ઘણું ગોવિંદ નાથ, | મન જોડી સ્તવે મુચુકુંદ હાથ.
તારી માયા મોહ્યા જાણ, | ધન મિત્ર પુત્ર કારણમાં પ્રાણ;
વાંચ્છે વૃથા પોપની શાન, | ગૃહ અંધ કૂપ પડે નાદાન.
અનર્થ વિષય અર્થ અભિમાન, | તુજને ભજે નહીં ભગવાન;
તેને કારણ હું પામું ધ્યાન, | હવે ન મૂકું તમારાં નામ.
હરખીત હરિ દીધું વરદાન, | મારૂં પામીશ તું સૌ વિજ્ઞાન;
મુચુકુંદ વળતાં કરે પ્રણામ, | મથુરાં આવ્યા ગોવિંદ શ્યામ.
કાળ યવન કેરાં દળ જેહ, | મારે દશ દિશ નાઠાં તેહ;
કોપતો જરાસંઘ બળવાન, | કટક લેઇ આવ્યો જ્યાં કાન.

દુહો.

વિશ્વકર્મા બોલાવીઆ શિખ દેઇને ગોવિંદ,
ઉત્તમ નગરી નિપાવશો તતક્ષણ જ્યાંહ સમુદ્ર;
જાદવ જન મથુરાંતણાં સેવક સર્વ પરિવાર,
વેગે વાસ્યા દ્વારિકાં લાગી નવ કંઈ વાર.
કેશવરામ મહા બળી બાંધવ ભણુવા બેહ,
જરાસંઘ પાછળ પડેલ નાસી ચાલ્યા તેહ.

ચોપાઇ.

પરવત ઉપર ચઢીઆ ભાઈ, | જરાસંઘે તે દીઠા કોઈ;
વન પ્રજાળતો કરી ઉપાય, | પાછા વળતા માગધરાય.

